प्राचीनचाणाक्यमुनिविरचित

# वृद्धचाणाक्यनीतिदर्पण.

આ ગ્રંથનું ગુજરાતી ભાષામાં ભાષાંતર
કરી મૂળ શ્લોક સહિત છપાવી
પ્રસિદ્ધ કરનાર

ધનજી રતનેશ્વર ભટ્ટ

श्लोकः ॥ वने कुरंगास्तृणधान्यभुक्ता
बुभुक्षिता घ्नन्ति कदा न जीवान् ॥
एवं कुलीना व्यसनाभिभूता,
न नीतिमार्गं परिलंघयन्ति ॥

मुंबई मध्ये

ફ્રોર્ટ પ્રીંટીંગ પ્રેસમાં સેમ્યુઅલ હાઇમ
પ્રીંટરે છાપ્યું છે.

संवत् १९४४ इ० स० १८८८

किम्मत अर्धो रुपैयो

चीनचाणाक्यमुनिविरचित

# वृद्धचाणाक्यनीतिदर्पण.

આ ગ્રંથનું ગુજરાતી ભાષામાં ભાષાંતર
કરી મૂળ શ્લોક સહિત છપાવી
પ્રસિદ્ધ કરનાર

ધનજી રતનેશ્વર ભટ્ટ

श्लोकः ॥ वने कुरंगास्तृणधान्यभुक्ता
बुभुक्षिता घ्नन्ति कदा न जीवान् ॥
एवं कुलीना व्यसनाभिभूता,
न नीतिमार्गं परिलंघयन्ति ॥

**मुंबई मध्ये**

ફોર્ટ પ્રીંટીંગ પ્રેસમાં સેમ્યુએલ હાહમ
પ્રીંટરે છાપ્યું છે.

संवत् १९४४ इ० स० १८८८

किम्मत अधो रुपैयो

# अर्पण पत्रिका

## दोहरा

सौजन्यादि गुणसकळ उरमां वसे हमेश
राजमानथी राजता राजश्रीथी विशेष १
गुण गणनी गणना करे गुणिजन धारी वाल
शाणा शेवकलालना सुत बुध छोटालाल २
विवेक विद्या विनयपर प्रेमी परम रसाळ
जन मन शम दमथी करो आकर्षण तत्काळ ३
सुधारवा सहु रीतिने भीति न धारो चित्त
अशुभ वासना आदिपर कटाक्ष राखी उचीत ४

## वृत्त द्रुतविलंबित

भुजनरेंद्रतणा बुध शिक्षक, सुनय ज्ञान नीति सद बोधक
प्रथम ते पदने धरि प्रीतथी, धिरज धारि सदा शुभ रीतथी १
विमळ न्याय नीति नृपने दिधां, नय विवेक विचार सिधां किधां
सुजनता जनताथि वधारिने, कुमनता ममताथि निवारिने २
सुरसरी सम नीति दयाधरी, सदयज्ञान क्षमार्जव आचरी
करिकृपा जनना मनमां सदा, भरि सुधासम कीर्ति सुबोधदा ३
विनय वाणि विवेक विलासमां, विबुधता प्रगटि सहु साथमां
दिन समा असमान जनो भणी, निरभिमान कृपा दरशी घणी ४

## वृत्त गीति

पाछळथी तो धार्युं खानगी सेक्रेटरी तणुं सारुं
पद अति उत्तम प्रीते, राज्य प्रजानुं विचारि हित धारुं १
करि करि कार्यो रुडां, प्रीति पाम्या रावतणी रुडी
धरिने धैर्य हृदयमां यश गुण विद्या तणी करी मूडी २
स्वारथ नहि लवलेशे, परमारथपर प्रीति घणी सारी
नश्वरसुख आ जगनां, मानी धारी अविचल पद यारी ३
ममपर ममता मोटी, राखो मनमां सदैव तो धारी
तन मन धनथी करवा, कराववाने सहायता सारी ४
इति आदि शुभगुणनुं, परप्रीतिनुं स्मरण सदा रेवा
उपकृति मानी अतिशे, अर्पण करुं हुं लघु ग्रंथ सेवा ५
राज धरमनी रीति ग्रंथेवरणी जनोतणे माटे
(तेथी) सुबोध सूर्य प्रकाशी, कहेछे धनजी कुबोध तम काटे ६

# પ્રસ્તાવના



નીતિ શબ્દનો અર્થ સદાચરણ એવો થાય છે, પરંતુ સદાચરણ કોને કેહેવું એ વિષયમાં, દેશ દેશના જન મંડળની રીતિ, મતિ, અને કૃતિની વિલક્ષણતાને લીધે વિદ્વજ્જનોનાં ભિન્ન ભિન્ન મત છે. માટે આ ઠેકાણે નીતિ શબ્દનો અર્થ સામાન્ય રીતે સર્વને અનુકૂળ પડે, તેવો કરીએ તો આ પ્રમાણે થાય છેઃ—પરમ કૃપાળુ પરમેશ્વરે સર્વ મનુષ્યોને સારાસાર વિચારનું સાધન ભૂત ત્રિગુણાત્મક અંતઃકરણ આપેલું છે, તેની કાયિક, વાચિક અને માનસિક રીતે સર્વ પ્રાણીને દુઃખ ન થાય તેવા ઉદ્દેશથી, ધાર્મિક પ્રવૃત્તિ; તેનું નામ નીતિ, અને તેથી ઉલટી પ્રવૃત્તિ તેનું નામ અનીતિ.

આ જગતમાં વસનાર સર્વ મનુષ્યોને નીતિ એટલે શું? તે ક્યાં ક્યાં સાધનોથી પ્રાપ્ત થાય, પ્રાપ્ત કરવાનું પ્રયોજન શું, તથા સાંસારિક અને પારમાર્થિક સુખની સાથે તેનો કેવો સંબંધ છે તે યથાર્થ રીતે જાણવાની ઘણી જરૂર છે, કારણ કે તેમ જાણ્યા વગર આ ભવાટવીમાં નિષ્પાપ રહિ, ધર્માર્થ કામ મોક્ષ એ ચતુર્વર્ગ સંપાદન કરી, પારમાર્થિક અક્ષય સુખ મેળવી શકાતું નથી.

આવા હેતુથીજ જ્યારથી સૃષ્ટિનો આરંભ થયો, અને ઇશ્વર કૃપાથી મનુષ્યના અંતરમાં ધર્મ તથા પરમાત્માના અસ્તિત્વનો તર્ક આવ્યો, ત્યારથીજ પ્રત્યેક ધર્મના શોધક વિદ્વાનોએ, આ મહાન્, ગંભીર અને સુખપ્રદ વિષયની ચર્ચા ઉત્પન્ન કરેલી છે. તે અદ્યાપિ પણ વિદ્વજ્જન મંડલમાં ચાલુજ છે. હમણાં સુધીમાં એ વિષય ઉપર ઘણું બોલાયું છે તેમજ લખાયું છે. પરંતુ વક્તા તથા શ્રોતા જનોમાંથી એ વિષયને યથાર્થ ગ્રહણ કરી તે અનુસાર પોતાનું સદ્વર્તન ચલાવ્યું એવા પુરૂષો તો વિરલાજ નીકળશે. એ વિષે નીતિમાં કહ્યું છે કેઃ—

**परोपदेशे पांडित्यं सर्वेषां सुकरं नृणाम् ॥**
**धर्मे स्वीयमनुष्टानं कस्यचित्तु महात्मनः ॥**

અર્થ—બીજાને ઉપદેશ કરવામાં પંડિતાઇ વાપરવી સર્વને સેહેલી પડે છે, પણ પોતે સદાચરણમાં વર્તવું એ તો કોઇ મહાજનોમાંજ હોયછે.

આમ છે તોપણ તેથી નીતિ નિપુણ પુરૂષોનો સમાગમ કરી તે શાસ્ત્રના અવલોકન દ્વારા જ્ઞાન મેળવવાનો કંઈ નિષેધ થતો નથી. જો એમ કરીએ તો તે વસ્તુ પ્રાપ્ત થવી પણ દુર્લભ થઇ પડે. માર્ગ મેળવ્યા વિના ધારેલે પ્રદેશે પોંહોંચાતું નથી, તેમ નીતિશાસ્ત્રનો પણ માર્ગ શોધવાને તેમાં નિપુણ પાઠક પુરૂષોનો સમાગમ તથા તેના આચરણનું અવલોકન કરી ચિત્તને સંસ્કારવાન્ કરવું એ અવશ્ય કર્તવ્ય છે.

મનુષ્ય માત્રે પોતાની બાલ્યાવસ્થાથીજ પ્રમાદ દૂર કરી ઉત્સાહ પૂર્વક નીતિશાસ્ત્રના ગ્રંથોનું અવલોકન કરવું. તથા સત્પુરૂષોના સદાચાર ઉપર લક્ષ લગાડી તેમના સમાગમમાં પોતાના અવકાશનો સમય રોકવો, એથી સ્વાભાવિક રીતેજ કેટલાક દુર્ગુણો નિર્મૂળ થઇ નીતિના સિદ્ધાંતો હૃદયારૂઢ થશે, તથા દયા, ક્ષમા, શાંતિ, ધૈર્ય, દેશાભિમાન, શૌર્ય, ગાંભીર્ય, નિરભિમાનતા, અને વિનય વિવેકાદિ સદ્ગુણોનો ઉદય થશે. જ્યારે સદ્ગુણો ઉદય પામ્યા, ત્યારે અંતરમાંથી ધર્મોચ્છેદક રાજસી તામસી વૃત્તિઓ લય પામી, સદ્ધર્મોત્તેજક શુદ્ધ સાત્વિક વૃત્તિ પ્રાપ્ત થઇ, પૂર્વ સંચિત અજ્ઞાનકૃત મોહજન્ય ઉત્પન્ન થયેલાં અનેક પાપોનો દાહ કરી દેશે. અને પરમ પવિત્ર પિતા પરમાત્મા પ્રસન્ન થઈ પોતાની પ્રેમ લક્ષણા પરા ભક્તિનો ઉદય કરશે. તેથીજ અક્ષય સુખ પમાશે.

વળી વિચાર કરી જોઇએ તો નીતિનો ઉપયોગ એકલાં પારમાર્થિક સુખમાંજ નથી, પરંતુ ઐહિક સુખમાં પણ અનેક સ્થળે તેની ઘણી જરૂર છે. પોતાનાં માતપિતા, સ્ત્રી પુત્ર, ભાઇ ભાંડરૂં, સગાંસંબંધી, જ્ઞાતિજનોવિદ્દ્વદ્મંડળ, અને રાજાથી માંડી રંક પર્યંત અન્ય જનો સાથે કેમ કેવી રીતે ને કેટલી મર્યાદાથી વર્તવું તેનું યથાર્થ જ્ઞાન પણ નીતિ-

થીજ થાય છે. એથી લોકોમાં સારાં માન પ્રતિષ્ઠા વૃદ્ધિ પામી, સુયશમાં વધારો થાય છે. અને પોતાની આ સંસારની મુસાફરી સુખદ થઇ પડી અંતે પણ શ્રેયસ્કર અર્થાત્ કલ્યાણકારી નિવડે છે.

પરમ પુરૂષાર્થ જે મોક્ષ કે જેને અક્ષય સુખની પ્રાપ્તિ કહે છે, તેનું મુખ્ય સાધન પણ નીતિ છે, નીતિથીજ સદ્ધર્મની વૃદ્ધિ, અંતરની શુદ્ધિ, અને પરા ભક્તિની પ્રાપ્તિ થાય છે. અને એ સાધનો મળતાં મહાત્મા પુરૂષોના સમાગમમાં અભિરૂચિ વધે છે, અભિરૂચિ વધતાં પરમાત્માનું શુદ્ધ સ્વરૂપ યથાર્થરીતે જાણવાની ઉત્કંઠા ઉત્પન્ન થઇ શ્રવણ મનનાદિમાં પ્રવૃત્તિ કરાવે છે. અને તેમ થતાં આત્મા પરમાત્માનું વ્યાપક અભેદ સ્વરૂપ અપરોક્ષ થઇ મોક્ષ સુખ મેળવી શકાય છે.

આવો ઐહિકા મુષ્મિક સાધક મતલબ લૌકિક પારલૌકિક સુખ સંપાદક નીતિમાર્ગ છે; તેનો અનુભવ પ્રત્યેક મનુષ્યને મેળવવો એ સંસારમાં અવશ્ય કર્તવ્ય છે. એ માર્ગનો અનુભવ મેળવી આપણા પ્રાચીન આર્યો પોતાની કીર્તિને અક્ષય કરી ગયા છે. તેને અનુસારે આપણે પણ પ્રવૃત્તિ કરીશું તો તેની ગણનામાં આવવું કંઈ અશક્ય નથી.

ઉપરના વિચારથી સર્વના મનમાં નીતિની કેટલી મહત્તા છે. તે યથાર્થ રીતે આવશેજ માટે આ ઠેકાણે લંબાણના ભયથી વધારે વિવેચન ન કરતાં આ ગ્રંથના સંબંધમાં કંઇક બોલવાની અગત્યતા જરૂર ધારૂં છું.

સંસ્કૃત ભાષામાં નીતિ જ્ઞાનના અનેક અપૂર્વ મહાન્ અને લઘુ ગ્રંથો છે. જેમકે દંડનીતિ, શુક્રનીતિ, કામંદકનીતિ, વિદૂરનીતિ ઇત્યાદિ. અને એ સિવાય શ્રુતિ, સ્મૃતિ, ન્યાય, મિમાંસા અને પુરાણો તથા કાવ્ય નિબંધોમાં પ્રસંગોપાત નીતિપ્રતિપાદક ઘણાં સ્થળો છે. એ સઘળા ગ્રંથો મનનમાં લાવી જ્ઞાન મેળવવું એ મનુષ્યની શક્તિની હદ બાહારનું કામ છે. પણ સર્વ સ્થળમાંથી સાર ગ્રહણ થઈ શકે એવો ગ્રંથ હોય તો ઘણો ઉપયોગી થાય. એવો હેતુ મનમાં રાખી કેટલાક સુજ્ઞ પુરૂષોએ પૂર્વકાળમાં ઘણા ગ્રંથો રચેલા છે. આ ગ્રંથ જો કે ઘણો મોટો નથી તોપણ કેટલીક રીતે સારભૂત નીતિમાર્ગ દર્શક છે ખરો.

આ ગ્રંથના કર્તા ચાણાક્ય કરીને નીતિવેત્તા મહાન્ ઋષિ પ્રાચીન કાળમાં થઇ ગયા છે તેમનો જન્મ ક્યારે થયો, અને કોના સમયમાં હતા, એવો કોઈ સ્થળેથી સ્પષ્ટ લેખ મને મળ્યો નથી. પરંતુ તેમના જ્ઞાન વિષે સાક્ષી કામંદકનીતિ ગ્રંથ વગેરેમાં મળે છે. અને પોતાના લખેલા ગ્રંથમાં પણ આ ગ્રંથ સર્વનો સારભૂત છે એમ તેમણે લખેલું છે. આ ગ્રંથના પ્રત્યેક શ્લોક પ્રમાણ આપવા, સ્મરણમાં રાખવા, તથા મનન કરવા લાયક છે. તેથી કેટલી ભાષામાં તેનાં ગદ્યપદ્યાત્મક ભાષાંતરો પણ થયાં છે. ગુજરાતી ભાષામાં પણ કેટલાંક ભાષાંતરો છે પરંતું કેટલાંક અશુદ્ધ અને ખરાબ ટાઇપોથી છપાયેલાં મારા જોવામાં આવતાં, શુદ્ધ અને સારા ટાઈપથી શ્લોકને અનુસારે ભાષાંતર થાય તો, સર્વ સુજ્ઞ લોકો તેનો લાભ લે, આવો ઉદ્દેશ રાખી આ ભાષાંતર છપાવી મેં પ્રગટ કર્યું છે. આમાં શુદ્ધતા સરલતા તથા તથા ટુકામાં તાત્પર્ય બતાવવા મેં મારાથી બનતો યત્ન કર્યો છે, તોપણ કેટલેક સ્થળે ખામી તો રહીજ હશે. માટે સુજ્ઞ વિદ્વાનો મને ક્ષમા કરશે એવી આશા રાખું છું. આ ગ્રંથને તપાસવામાં તથા તેમાં યોગ્ય સૂચના કરવાના સંબંધમાં શાસ્ત્રી હરિવલ્લભ ગોવિંદજીએ, અને શાસ્ત્રી લક્ષ્મીશંકર, જયશંકરે, તથા આ પુસ્તકના પ્રુફ તપાસવામાં શાસ્ત્રી લાધારામ વાઘજી શર્માએ શ્રમ લીધો છે. માટે આ સ્થળે તેમનો પૂર્ણ આભાર માનું છું.

કચ્છમુદ્રા તા૦ ૨૫-૨-૮૮.

વિનયાન્વિત ભાષાંતર કર્ત્તા.

**ભટ્ટ ધનજી રત્નેશ્વર.**

# ॥ वृद्धचाणाक्यनीतिदर्पण ॥

प्रणम्य शिरसा विष्णुं त्रैलोक्याधिपतिं प्रभुम् ॥
नानाशास्त्रोध्धृतं वक्ष्ये राजनीतिसमुच्चयम् ॥ १ ॥

સ્વર્ગ, મૃત્યુને પાતાલ એ ત્રણ લોકના અધિપતિ, પાળક, સર્વશક્તિમાન્ અને સર્વત્ર વ્યાપક વિષ્ણુને, મસ્તકવડે પ્રણામ કરીને હું ઘણાં શાસ્ત્રોમાંથી ઉદ્ધાર કરેલા રાજનીતિના સંગ્રહને પ્રગટ કરૂં છું.

अधीत्येदं यथाशास्त्रं नरोजानाति सत्तमः ॥
धर्मोपदेशविख्यातं कार्याकार्यं शुभाशुभम् ॥ २ ॥

જે પુરૂષ આને શાસ્ત્રની મર્યાદા પ્રમાણે ભણીને, ધર્મ-શાસ્ત્રમાં પ્રસિદ્ધ શુભ અને અશુભ કાર્યોને જાણે છે; તે અતિ ઉત્તમ ગણાય છે.

तदहं संप्रवक्ष्यामि लोकानां हितकाम्यया ॥
येन विज्ञातमात्रेण सर्वज्ञत्वं प्रपद्यते ॥ ३ ॥

હું લોકોના કલ્યાણનેસારૂ આ રાજનીતિના સંગ્રહનું કથન કરૂં છું જે જાણવાથી મનુષ્યોમાં સર્વદર્શીપણું પ્રાપ્ત થાય છે.

मूर्खशिष्योपदेशेन दुष्टस्त्रीभरणेन च ॥
दुःखितैः संप्रयोगेण पण्डितोऽप्यवसीदति ॥ ४ ॥

બુદ્ધિહીન શિષ્યને ભણાવવાથી, દુષ્ટસ્ત્રીનું પાલન પોષણ કરવાથી, અને દુઃખીઆં મનુષ્યો સાથે વ્યવહાર કરવાથી; પંડિત પણ દુઃખી થાય છે.

**दुष्टा भार्या शठं मित्रं भृत्यश्चोत्तरदायकः ॥**
**ससर्पे च गृहे वासोमृत्युरेव न संशयः ॥ ५ ॥**

દુર્ગુણી સ્ત્રી, ખળમિત્ર, સામો જવાબ દેનાર સેવક, અને જેમાં સર્પ વસતો હોય તેવા ઘરમાં રહેવું; એટલાં વાનાં મનુષ્યોને મરણ સમાન છે.

**आपदर्थे धनं रक्षेद्दारान् रक्षेद्धनैरपि ॥**
**आत्मानं सततं रक्षेद्दारैरपि धनैरपि ॥ ६ ॥**

આપત્તિમાં સહાય ભૂત થાય તે સારૂ દ્રવ્યનું સંરક્ષણ કરવું, દ્રવ્ય ખરચીને પણ સ્ત્રીનું રક્ષણ કરવું, અને પોતાના દેહનું રક્ષણ નિરંતર કરવાસારૂ સ્ત્રી તથા ધન એ બેઉને પ્રિય ન કરતાં ઉપયોગમાં લેવાં.

**आपदर्थे धनं रक्षेच्छ्रीमतश्चकिमापदः ॥**
**दैवं हि कुप्यति क्वाऽपि संचितोऽपिविनश्यति ॥ ७ ॥**

પ્રધાન કહે છે આપત્તિના નિવારણ સારૂ ધનની રક્ષા કરવી રાજા કહે છે લક્ષ્મીવાનને શી આપત્તિ છે? પ્રધાન કહે છે કોઇ વાર દૈવ કોપે છે રાજા કહેછે તો સંચય કરેલું પણ નાશ પામે છે.

**यस्मिन्देशे न सम्मानो न वृत्तिर्नच बांधवः ॥**
**न च विद्यागमोऽप्यस्ति वासं तत्र न कारयेत् ॥ ८ ॥**

જે દેશમાં રેહેવાથી માન મળતુ ન હોય, અને વિદ્યાવૃદ્ધિ થવાનાં સાધનો પણ જ્યાં ન હોય; તેવા દેશમાં કોઇએ વાસ ન કરવો.

**धनिकः श्रोत्रियो राजा नदी वैद्यस्तु पंचमः ॥**
**पंच यत्र न विद्यंते न तत्र दिवसं वसेत् ॥ ९ ॥**

જે સ્થાનમાં ધનવાન્ પુરૂષ, વેદશાસ્ત્ર સંપન્ન બ્રાહ્મણ, સારો રાજા, નદી અને પાંચમો વૈદ્ય; એટલાં વાનાં ન હોય તે સ્થાનમાં સુજ્ઞ મનુષ્યે એક દિવસ પણ વાસ ન કરવો.

**लोकयात्रा भयं लज्जा दाक्षिण्यं त्यागशीलता ॥**
**पंच यत्र न विद्यन्ते न कुर्यात्तत्र संगतिम् ॥ १० ॥**

નિર્વાહનું સાધન, દુર્ગુણનો ભય, લજ્જા, કુશલ પણું, અને ઉદારતાની પ્રકૃતિ; એટલાં પાંચ વાંનાં જે સ્થાનમાં ન હોય ત્યાંનાં મનુષ્યો સાથે સંગતિ પણ ન કરવી.

**जानीयात् प्रेषणे भृत्यान् बांधवान् व्यसनागमे ॥**
**मित्रंचापत्तिकाले तु भार्यां च विभवक्षये ॥ ११ ॥**

આજ્ઞા કરવાથી સેવકોની પરીક્ષા થાય છે દુ:ખના સમયમાં ભાઇઓની પરીક્ષા થાયછે. તથા આપત્તિકાળમાં મિત્રની પરીક્ષા થાયછે. અને વૈભવનો નાશ થયે સ્ત્રીની પરીક્ષા થાય છે.

**आतुरे व्यसने प्राप्ते दुर्भिक्षे शत्रुसंकटे ॥**
**राजद्वारे श्मशाने च यस्तिष्ठति सबांधवः ॥ १२ ॥**

અનેક કાર્યથી ચિત્તની વ્યગ્રતા થઈ હોય ત્યારે, ઘણું દુ:ખ આવીપડે ત્યારે, દુકાળના સમયમાં, શત્રુની સાથે સંગ્રામ કરતાં સંકટ પડે ત્યારે, રાજદરબારમાં, અને સ્મશાનમાં આવીને જે સહાય કરી; સંકટનું નિવારણ કરે તેનું નામ બાંધવ કહેવાય છે.

**योध्रुवाणि परित्यज्य अध्रुवं परिसेवते ॥**
**ध्रुवाणि तस्य नश्यन्ति अध्रुवं नष्टमेव च ॥ १३ ॥**

જે મનુષ્ય અવિનાશી પદાર્થનો ત્યાગકરીને વિનાશી પદાર્થનું સેવન કરે છે, તેનો અવિનાશી પદાર્થ નષ્ટપ્રાય થાય છે; અને વિનાશી પદાર્થ તો નાશ રૂપજ છે.

**वरयेत् कुलजां प्राज्ञोविरूपामपि कन्यकाम् ॥**
**रूपशीलां न नीचस्य विवाहः सदृशे कुले ॥ १४ ॥**

બુદ્ધિમાન પુરૂષે રૂપરહિત કન્યા જો કુળવાનની પુત્રી હોય તો તેની સાથે લગ્ન કરવું, પરંતુ રૂપ શીળવાન હોય તો પણ નીચ કુળમાં ઉત્પન્ન થયેલી કન્યા સાથે લગ્ન ન કરવું; કેમકે વિવાહ સમાન કુળમાંજ કરવો યોગ્ય છે.

**नदीनां शस्त्रपाणीनां नखिनां शृङ्गिणां तथा ॥**
**विश्वासोनैव कर्त्तव्यः स्त्रीषु राजकुलेषु च ॥ १५ ॥**

અગાધ જળવાળી નદીઓનો, શસ્ત્રધારી મનુષ્યનો, નખવાળાં જનાવરોનો, શીંગડાવાળાં પ્રાણીઓનો, દુર્ગુણી સ્ત્રીઓનો, અને રાજાના કુળનો; કોઇએ વિશ્વાસ ન કરવો.

**विषादप्यमृतं ग्राह्यममेध्यादपि कांचनम् ॥**
**नीचादप्युत्तमां विद्यां स्त्रीरत्नं दुष्कुलादपि ॥ १६ ॥**

વિષથી અમૃત, અશુદ્ધ પદાર્થથી સુવર્ણ, નીચની પાસેથી ઉત્તમ વિદ્યા, અને દુષ્કુળમાંથી સ્ત્રી રૂપી રત્ન; પ્રાપ્ત થતું હોય તો ગ્રહણ કરવું.

स्त्रीणां द्विगुण आहारो लज्जा चापि चतुर्गुणा ॥
साहसं षड्गुणं चैव कामश्चाष्टगुणः स्मृतः ॥ १७ ॥

પુરૂષ કરતાં સ્ત્રીમાં આહારની શક્તિ બમણી, લાજ ચાર ગણી, સાહસ છગણું, અને કામનાની શક્તિ આઠ ગણી વધારે હોય છે.

इति वृद्धचाणाक्यनीतिदर्पणे प्रथमोऽध्यायः ॥ १ ॥

---

अनृतं साहसं माया मूर्खत्वमतिलोभता ॥
अशौचत्वं निर्दयत्वं स्त्रीणां दोषाः स्वभावजाः ॥ १ ॥

ખોટું બોલવાની ટેવ, વગર વિચારે કામ કરવું, કપટ કરવું; મૂર્ખતા, અતિ લોભિપણું, અપવિત્રતા, અને નિર્દયપણું, એટલા દોષો સ્ત્રીમાં સ્વાભાવિક રીતે હોય છે.

भोज्यं भोजनशक्तिश्च रतिशक्तिर्वराङ्गना ॥
विभवोदानशक्तिश्च नाल्पस्य तपसः फलम् ॥ २ ॥

ભોજન કરવા યોગ્ય પદાર્થો, ભોજન કરવાનો શક્તિ; કામના ભોગવવાનું સામર્થ્ય, સુંદર સ્ત્રી, સારૂં ઐશ્વર્ય, અને ઉદારતાની શક્તિ; એટલાં વાનાં પ્રાપ્ત થવાં એ મહાન તપનું ફળછે.

यस्य पुत्रोवशीभूतोभार्य्या छंदानुगामिनी ॥
विभवे यश्च संतुष्टस्तस्य स्वर्ग इहैव हि ॥ ३ ॥

જેને પુત્રો આજ્ઞાનુસારી છે, પોતાની ઇચ્છા પ્રમાણે ચાલનારી જેને સ્ત્રી છે, ઇશ્વરેચ્છા પ્રમાણે પ્રાપ્ત થયેલા પદાર્થમાં જે સંતોષ રાખનારછે; તેને આ લોકજ સ્વર્ગ સમાન સુખકારક છે.

**ते पुत्रा ये पितुर्भक्ताः सापिता यस्तु पोषकः ॥**
**तन्मित्रं यत्र विश्वासः सा भार्या यत्र निर्वृतिः ॥ ४ ॥**

જે માબાપની ભક્તિ કરનાર તેજ પુત્ર, જે પોષણ કરનાર તેજ પિતા, જેનો પૂર્ણ ભરોસો રખાય તેજ મિત્ર, અને જેનાથી સુખ મળે તેજ સ્ત્રી છે.

**परोक्षे कार्य्यहन्तारं प्रत्यक्षे प्रियवादिनम् ॥**
**वर्ज्जयेत्तादृशं मित्रं विषकुम्भम्पयोमुखम् ॥ ५ ॥**

પાછળથી કામને બગાડનાર, અને મોઢે મીઠું બોલી પ્રીતિ જણાવનાર મિત્રનો, જેમ વિષથી ભરેલો ઘડો હોય ને મુખ ઉપર દુધ નાંખેલું હોય તેનો ત્યાગ કરીએ છીએ; તેમ તે મિત્રનો ત્યાગ કરવો.

**न विश्वसेत् कुमित्रे च मित्रे चापि न विश्वसेत् ॥**
**कदाचित् कुपितं मित्रं सर्वं गुह्यं प्रकाशयेत् ॥ ६ ॥**

કુમિત્રનો વિશ્વાસ ક્યારે પણ ન કરવો, તેમ સુમિત્રનો પણ પૂરો વિશ્વાસ ન કરવો; કારણકે કોઈસમય મિત્રપણ પ્રતિકૂળ થતાં, ક્રોધ કરી આપણી સર્વ છાની વાત પ્રગટ કરે છે.

**मनसा चिन्तितं कार्यं वाचा नैव प्रकाशयेत् ॥**
**मंत्रेण रक्षयेद्गूढं कार्यं चापि नियोजयेत् ॥ ७ ॥**

મનમાં ચિંતવન કરેલું કામ, વાણીથી કોઇને જણાવી દેવું નહીં, પરંતુ તે છાનુંજ રાખવું; અને ગુપ્તપણે તે કાર્ય કરી લેવું.

**कष्टञ्च खलु मूर्खत्वं कष्टञ्च खलु यौवनम् ॥**
**कष्टात् कष्टतरञ्चैव परगेहनिवासनम् ॥ ८ ॥**

મૂર્ખતા એ મનુષ્યને દુઃખ દેવા વાળી છે, અને યુવાવસ્થા પણ અનેક પ્રકારની ઉદ્ધતાઈને પ્રગટ કરી દુઃખ દેવાવાળી છે, પરંતુ તેના કરતાં પારકે ઘેર નિવાસ કરી ટુંબા ખાવા એ અત્યંત દુઃખરૂપ છે.

**शैले शैले न माणिक्यं मौक्तिकं न गजे गजे ॥**
**साधवो नहि सर्वत्र चंदनं न वने वने ॥ ९ ॥**

સર્વ પર્વતોમાં કંઇ રત્ન ઉત્પન્ન થતાં નથી, પ્રત્યેક હાથીના કુંભ સ્થળમાં કંઇ મોતી પાકતાં નથી, તેમજ સાધુપુરૂષો કંઇ સર્વત્ર મળતા નથી; અને વન વન પ્રતિ કંઇ ચંદન પાકતું નથી. અર્થાત્ આવી અમૂલ્ય વસ્તુ કોઈ સ્થળેજ થાય છે.

**पुत्राश्च विविधैः शीलैर्नियोज्याः सततं बुधैः ॥**
**नीतिज्ञाः शीलसंपन्ना भवन्ति कुलपूजिताः ॥ १० ॥**

સુજ્ઞ જનોએ પોતાના પુત્રોને અનેક પ્રકારના શીળવાન્ કરવાને સત્સંગતિમાં લગાડવા, કારણકે તેઓ નીતિ નિપુણ તથા શીળ સંપન્ન થવાથી કુળમાં પૂજવા લાયક થાય છે.

**माता रिपुः पिता शत्रुर्बालोयेन न पाठ्यते ॥**
**न शोभते सभामध्ये हंसमध्ये बको यथा ॥ ११ ॥**

જે માતા પોતાના બાળકને ભણાવવાની ઇચ્છા રાખતી નથી તે શત્રુ સમાન છે, તથા જે પિતા પોતાના બાળકને ભણાવવાને યત્ન કરતો નથી તે વૈરી જેવો છે, કેમકે હંસના સમાજમાં જેમ બગલો ન શોભે તેમ સભામાં તેવો બાલક શોભતો નથી.

**लालनाद्बहवो दोषा स्ताडनाद्बहवो गुणाः ॥**
**तस्मात् पुत्रञ्चशिष्यञ्च ताडयेन् न तु लालयेत् ॥ १२ ॥**

લાડ લડાવવાથી ઘણા અવગુણ છે, અને શિક્ષા કરવાથી ઘણા ગુણોછે, માટે સુજ્ઞ હિતેચ્છુ પુરૂષોએ પોતાના પુત્ર તથા શિષ્યોને લાડ ન લડાવતાં સદ્ગુણી કરવાને શિક્ષા કરવી.

**श्लोकेन वा तदर्द्धेन तदर्द्धार्द्धाक्षरेण वा ॥**
**अवंध्यं दिवसं कुर्य्याद्दानाध्ययनकर्मभिः ॥ १३ ॥**

એક શ્લોક અર્ધો શ્લોક અથવા તેનો અર્ધ કે એક અક્ષરનો પણ અભ્યાસ કરી પ્રત્યેક દિવસ, દાન અધ્યયનાદિ સત્કર્મથી સફળ કરવો; પણ વાંઝીઓ એટલે નકામો કોઇ દિવસ જવા દેવો નહીં.

**कान्तावियोगः स्वजनापमानो रणस्य शेषः कुनृपस्य सेवा ॥ दरिद्रभावो विषमा सभा च विनाग्नि मेते प्रदहन्ति कायम् ॥ १४ ॥**

સારી સ્રીનો વિયોગ, પોતાનાં મનુષ્યોએ કરેલું અપમાન સંગ્રામમાં જીવતો રહેલો શત્રુ, દુર્ગુણી રાજાની સેવા, દરિદ્રતા, અને અવિવેકીપુરૂષોનો સમાજ; આટલાં વાનાં અગ્નિ વિના પણ શરીરને બાળે છે.

**नदीतीरे च ये वृक्षाः परगेहेषु कामिनी ॥**
**मन्त्रिहीनाश्च राजानः शीघ्रं नश्यन्त्यसंशयम् ॥ १५ ॥**

નદીને કિનારે ઉગેલાં વૃક્ષો, પર ઘરમાં જનાર યુવાન સ્રી, અને પ્રધાન રહિત રાજાઓ તત્કાળ નાશ પામે છે; એમાં સંશય નથી.

**बलं विद्या च विप्राणां राज्ञां सैन्यबलं तथा ॥**
**बलं वित्तञ्च वैश्यानां शूद्राणाञ्च कनिष्ठिका ॥ १६ ॥**

બ્રાહ્મણોનું સામર્થ્ય વિદ્યા છે, રાજાઓનું બળ સૈન્ય છે, વૈશ્યનું બળ લક્ષ્મી છે, તથા શૂદ્રનું બળ સેવા છે.

**निर्धनं पुरुषं वेश्या प्रजा भग्नन्नृपन्त्यजेत् ॥**
**खगा वीतफलं वृक्षं भुक्त्वा चाभ्यागतोगृहम् ॥ १७ ॥**

વેશ્યા, નિર્ધન થયેલા પુરૂષને; પ્રજા, શક્તિહીન રાજાને; પક્ષી, ફળ રહિત વૃક્ષને; અને અભ્યાગત, જ્યાં ભોજન કર્યું હોય તે ઘરને છોડીદે છે.

**गृहीत्वा दक्षिणां विप्राः त्यजन्ति यजमानकम् ॥**
**प्राप्तविद्या गुरुं शिष्या दग्धारण्यं मृगास्तथा ॥ १८ ॥**

બ્રાહ્મણો દક્ષિણા લીધા પછી યજમાનનો ત્યાગકરેછે, વિદ્યા ભણીને શિષ્યો ગુરૂનો ત્યાગ કરેછે, અને બળી ગયેલાં વનનો મૃગો ત્યાગ કરેછે.

**दुराचारी च दुर्दृष्टिर्दुरावासी च दुर्जनः ॥**
**यन्मैत्री क्रियते पुम्भिर्नरः शीघ्रं विनश्यति ॥ १९ ॥**

દુરાચરણી, પાપની દૃષ્ટિ વાળો, દુર્ગુણના સ્થાનમાં વસનાર, અને જાતે દુષ્ટજન એવો પુરૂષ; જેની સાથે મૈત્રી કરેછે તે મનુષ્ય તત્કાળ નાશ પામે છે.

**समाने शोभते प्रीतीराज्ञि सेवा च शोभते ॥**
**वाणिज्यं व्यवहारेषु स्त्री दिव्या शोभते गृहे ॥ २० ॥**

સમાન જનોની સાથે પ્રીતિ શોભેછે, રાજાની સેવા કરવી શોભેછે, વ્યવહારમાં વાણીઆઇ શોભે છે, અને ઘરમાં સુંદર સ્ત્રી શોભે છે.

**इति वृद्धचाणाक्यनीतिदर्पणे द्वितीयोऽध्यायः ॥ २ ॥**

**कस्य दोषः कुले नास्ति व्याधिना कोनपीडितः ॥**
**व्यसनं केन न प्राप्तं कस्य सौख्यं निरन्तरं ॥ १ ॥**

કોનું કુળ દોષ રહિત છે.? રોગની પીડા રહિત કોણ છે? સંકટ કોને પ્રાપ્ત નથી થતું? અને નિરંતર સુખ કોને રહે છે? અર્થાત્ દોષ વ્યાધિને સંકટથી મુક્ત કોઇ નથી.

**आचारः कुलमाख्याति देशमाख्याति भाषणम् ॥**
**संभ्रमः स्नेहमाख्याति वपुराख्याति भोजनम् ॥ २ ॥**

આચાર ઉપરથી સ્નેહની ખબર પડે છે; ભાષણ ઉપરથી દેશની ખબર પડે છે, આદર ઉપરથી સ્નેહની ખબર પડેછે; અને શરીર ઉપરથી ભોજન માલુમ પડે છે.

**सुकुले योजयेत् कन्यां पुत्रम्विद्यासु योजयेत् ॥**
**व्यसने योजयेच्छत्रुं मित्रं धर्मेण योजयेत् ॥ ३ ॥**

કન્યા સારા કુળવાનને દેવી, પુત્રને વિદ્યા વિજ્ઞાનમાં જોડવો, શત્રુને દુ:ખ થાય તેવા સંયોગમાં જોડવો અને મિત્રને ધર્મોપદેશમાં લગાડવો.

**दुर्जनस्य च सर्पस्य वरं सर्पोनदुर्जनः ॥**
**सर्पो दंशति कालेन दुर्जनस्तु पदे पदे ॥ ४ ॥**

દુર્જન અને સાપ એ બેમાંથી દુર્જન કરતાં સાપ શ્રેષ્ટ છે, કારણકે સાપતો કોઇ સમયેજ કરડે છે, પણ દુર્જનનો પોતાનાં ક્રૂર વચનોથી પગલે પગલે મર્મચ્છેદ કરે છે.

**एतदर्थं कुलीनानां नृपाः कुर्वंति संग्रहम् ॥**
**आदिमध्यावसानेषु न त्यजन्ति च ते नृपम् ॥ ५ ॥**

રાજા લોકો કુળવાન પુરૂષોને પોતાની પાસે એટલા સારૂજ રાખે છે કે, પોતાની આદિ એટલે ઉન્નત, મધ્ય એટલે સાધારણ, અને અંત એટલે પડતી સ્થિતિમાં; તેઓ ત્યાગ કરી છોડી ન જતાં સર્વદા સહાયભૂત થઇ રહે.

**प्रलये भिन्नमर्यादा भवन्ति किल सागराः ॥**
**सागरा भेदमिच्छंति प्रलयेऽपि न साधवः ॥ ६ ॥**

સમુદ્રો પ્રલય કાળમાં પોતાની મર્યાદા મૂકી દેછે, અને ભેદની ઇચ્છા પણ રાખે છે. પરંતુ મહાત્મા પુરૂષો તો પ્રલયકાળમાં પણ પોતાનાં સુલક્ષણો છોડી ભેદદૃષ્ટિ કરતા નથી; એટલી તેમનામાં ગંભીરતા અધિક છે.

**मूर्खस्तु परिहर्तव्यः प्रत्यक्षोद्विपदः पशुः ॥**
**भिद्यते वाक्यशल्येन अदृशं कंटकोयथा ॥ ७ ॥**

મૂર્ખ મનુષ્યનો સમાગમ ન કરતાં ત્યાગ કરવો યોગ્ય છે, કારણકે દેખવામાં તે મનુષ્યાકૃતિ ભાસે છે પણ તે સાક્ષાત્ બે પગવાલાં પશુ સરખો છે અને અંધ મનુષ્યને કાંટો જેમ દુઃખ દે છે, તેમ તે પોતાનાં વચનરૂપ બાણોથી સજ્જનોનાં હૃદયને ભેદે છે.

**रूपयौवनसंपन्ना विशालकुलसंभवाः ॥**
**विद्याहीना न शोभन्ते निर्गंधा इव किंशुकाः ॥ ८ ॥**

સુંદર રૂપને યુવાવસ્થાથી યુક્ત હોય, સારા કુળમાં ઉત્પન્ન થયેલા હોય, પણ વિદ્યારહિત હોય તો મનુષ્ય શોભા પા-

મતા નથી, જેમ ખાખરાનાં પુષ્પ દેખવામાં ઘણાં સુંદર છતાં સુગંધ રહિત હોવાથી શોભા પામતાં નથી.

**कोकिलानां स्वरोरूपं स्त्रीणां रूपं पतिव्रतम् ॥**
**विद्यारूपं कुरूपाणां क्षमा रूपं तपस्विनाम् ॥ ९ ॥**

કોયલનું રૂપ પોતાનો સુંદર સ્વર છે. સ્ત્રીનું રૂપ પતિવ્રતાપણું છે. રૂપ રહિત મનુષ્યમાં સદ્વિદ્યા એ રૂપ છે. અને તપસ્વિ પુરૂષોનુ ક્ષમા એ રૂપ છે.

**त्यजेदेकं कुलस्यार्थे ग्रामस्यार्थे कुलं त्यजेत् ॥**
**ग्रामं जनपदस्यार्थे आत्मार्थे पृथिवीं त्यजेत् ॥ १० ॥**

આખા કુળનું સંરક્ષણ થતું હોય ને એક જણનો ત્યાગ કરવો પડતો હોય તો તેમ કરવું, ગામનું સંરક્ષણ કરવાને વાસ્તે કુળનો ત્યાગ કરવો, દેશનું સંરક્ષણ થતું હોય તો ગામનો ત્યાગ કરવો અને પોતાના દેહનું સંરક્ષણ થતું હોય તો સમગ્ર પૃથ્વીનો એટલે સર્વ વસ્તુનો પણ ત્યાગ કરવો.

**उद्योगे नास्ति दारिद्र्यं जपतोनास्ति पातकम् ॥**
**मौने च कलहोनास्ति नास्ति जागरिते भयम् ॥ ११ ॥**

ઉદ્યોગ કરવાથી દરિદ્રતા નાશ પામે છે, પરમાત્માના નામનું ભજન કરવાથી પાપ નાશ પામે છે, મુનિવ્રત ધારણ કરવાથી એટલે યથાર્થ બોલવાથી કોઇની સાથે કલહ થતો નથી, અને નિરંતર જાગૃત રેહેવાથી ભય આવતો નથી.

**अतिरूपेण वै सीता अतिगर्वेण रावणः ॥**
**अतिदानाद्बलिर्बद्धो ह्यति सर्वत्र वर्जयेत् ॥ १२ ॥**

અતિ રૂપને લીધે સીતાને રાવણ હરી ગયો, રાવણે અતિ ગર્વ રાખ્યો તેથી રામચંદ્રના હાથથી તે મૃત્યુ પામ્યો, દાન

ની મર્યાદાનું ઉલ્લંઘન કરી બળિરાજાયે વામનજીને દાન દીધું તેથી બંધન પામ્યો, માટે સમજુ મનુષ્યે સર્વ સ્થળે અતિ પણાનો ત્યાગ કરવો.

**कोहिभारः समर्थानां किं दूरं व्यवसायिनाम् ॥**
**कोविदेशः सुविद्यानां कः परः प्रियवादिनाम् ॥ १३ ॥**

સમર્થ પુરૂષને કઈ વસ્તુ ભારેછે? ઉદ્યોગી પુરૂષને શું દૂરછે? સદ્વિદ્યાયુક્ત પુરૂષને કયો પર દેશ છે? અને પ્રિય વચન બોલનારને શત્રુ કોણ છે? અર્થાત્ સમર્થને સર્વ વસ્તુ સુલભ છે, ઉદ્યોગીને સર્વ સ્થાનને સર્વ વસ્તુ પાસેજ છે, વિદ્વાનને પરદેશ પણ સ્વદેશ સમાન છે, અને પ્રિય બોલનારને કોઈ શત્રુ થતો નથી

**एकेनापि सुवृक्षेण पुष्पितेन सुगंधिना ॥**
**वासितं तद्वनं सर्वं सुपुत्रेण कुलं यथा ॥ १४ ॥**

જેમ પુષ્પથી યુક્ત, અને સુગંધવાન, એક પણ સારૂં વૃક્ષ હોય; તેથી સર્વ વન સુગંધ યુક્ત થઈ શોભેછે; તેમ સદ્ગુણી સુપુત્ર, કુળમાં એક પણ ઉત્પન્ન થાય તો તેથી સમગ્ર કુળ શોભા પામે છે.

**एकेन शुष्कवृक्षेण दह्यमानेन वन्हिना ॥**
**दह्यते तद्वनं सर्वं कुपुत्रेण कुलं यथा ॥ १५ ॥**

જેમ એક સુકું ઝાડ અગ્નિથી સળગતાં આખું વન બળીજાય છે. તેમ કુળમાં એક પણ કુપુત્ર ઉત્પન્ન થતાં સમગ્ર કુળ સંતાપ પામે છે.

**एकेनापि सुपुत्रेण विद्यायुक्तेन साधुना ॥**
**आह्लादितं कुलं सर्वं यथा चंद्रेण शर्वरी ॥ १६ ॥**

જેમ પૂર્ણચંદ્રના ઉદયથી રાત્રિ શોભે છે, તેમ એક પણ વિદ્વાન સુલક્ષણ વાળો સત્પુત્ર ઉત્પન્ન થવાથી, બધું કુળ આનંદયુક્ત થાય છે.

**किंजातैर्बहुभिः पुत्रैः शोकसंतापकारकैः ॥**
**वरमेकः कुलालंबी यत्र विश्राम्यते कुलम् ॥ १७ ॥**

શોક અને સંતાપ ઉત્પન્ન કરાવે તેવા ઘણા પુત્રો ઉત્પન્ન થવાથી શો લાભ છે? અર્થાત્ કંઇ નથી પરંતુ તેના કરતાં કુળને આશ્રય આપનાર એક પુત્ર પણ શ્રેષ્ટ છે કે જેનાથી કુળને વિશ્રાંતિ મળેછે.

**लालयेत् पञ्च वर्षाणि दश वर्षाणि ताडयेत् ॥**
**प्राप्ते तु षोडशे वर्षे पुत्रे मित्रत्वमाचरेत् ॥ १८ ॥**

પુત્રને પાંચ વર્ષ લગણ રમાડવો. અને ત્યારપછી દશ વર્ષ સુધી શિક્ષા કરી, સદ્‌વિદ્યા અને સદ્‌ગુણનો માર્ગ બતાવવો અને સોલમા વર્ષથી મિત્રની પેઠે સારી શિખામણ દેઇ સુધારવો.

**उपसर्गेऽन्यचक्रे च दुर्भिक्षे च भयावहे ॥**
**असाधुजनसंपर्के यः पलायेत् सजीवति ॥ १९ ॥**

રોગાદિના ઉપદ્રવના સમયમાં, શત્રુનું સૈન્ય આવી પરાભવ કરે ત્યારે, ભયંકર દુષ્કાળના સમયમાં, અને ખળ પુરૂષોના સંગથી ભય પામી જે દૂર ખસેછે તેજ જીવેછે; અર્થાત્ સુખી થાયછે.

**धर्मार्थकाममोक्षेषु यस्यैकोऽपि न विद्यते ॥**
**जन्मजन्मानि मर्त्येषु मरणं तस्य केवलम् ॥ २० ॥**

ધર્મ, અર્થ, કામને મોક્ષ, એ ચાર પુરૂષાર્થમાંથી જેણે એકપણ સંપાદન ન કર્યો તેનું મનુષ્યોમાં જન્મ થવાનું ફલ મૃત્યુજ છે; અર્થાત્ તેનું જીવતર વૃથાછે.

**मूर्खा यत्र न पूज्यंते धान्यं यत्र सुसञ्चितम् ॥**
**दंपत्योः कलहोनास्ति तत्र श्रीः स्वयमागता ॥ २१ ॥**

જે સ્થાનમાં મૂર્ખજનો માન પામતા નથી, જ્યાં અન્નનો સંગ્રહ કરવામાં આવેછે, અને જ્યાં સ્રીપુરૂષો કલહવાળાં નથી, ત્યાં લક્ષ્મી પોતાની મેળે આવી વાસ કરેછે.

**इतिवृद्धचाणाक्यनीतिदर्पणे तृतीयोऽध्यायः ॥ ३ ॥**

---

**आयुः कर्म च वित्तञ्च विद्या निधनमेव च ॥**
**पंचैतानि हि सृज्यन्ते गर्भस्थस्यैव देहिनः ॥ १ ॥**

આવરદા, કર્મ, દ્રવ્ય, વિદ્યા, અને મૃત્યુ; એ પાંચ વાનાં જ્યારે જીવાત્મા માતાના ગર્ભમાં હોય ત્યારેજ પરમેશ્વર નિર્માણ કરેછે.

**साधुभ्यस्तु निवर्तंते पुत्रमित्राणि बांधवाः ॥**
**ये च तैः सह गंतारस्तद्धर्मात्सुकृतं कुलम् ॥ २ ॥**

સાધુ જનોથી જેના પુત્રો, મિત્રો, અને ભાઈઓ છુટા પડેછે, અને જે તેની સાથે જાયછે તેના પુણ્ય પ્રતાપથી તેનું (જનારનું) કુળ, સુકૃત રૂપ થઇ જાય છે.

**दर्शनध्यानसंस्पर्शैर्मत्सी कूर्मी च पक्षिणी ॥**
**शिशुं पालयते नित्यं तथा सज्जनसंगतिः ॥ ३ ॥**

જેમ માછલી, કાચબી, અને પક્ષિણી, એ દર્શન, ધ્યાન, અને સ્પર્શથી; પોતાનાં બચ્ચાંઓનું સર્વદા પાલન કરે છે, તેમ સજ્જનની સંગતિ પણ પોતાના સંગમાં રેહેનારનું સર્વદા જ્ઞાન, વિવેક વિનયના સદ્બોધથી પાળન કરેછે.

**यावत् स्वस्थोह्ययं देहो यावन्मृत्युश्च दूरतः ॥**
**तावदात्महितं कुर्यात् प्राणांते किं करिष्यति ॥ ४ ॥**

જ્યાં લગણ આ દેહ નીરોગીછે, જ્યાં લગણ મૃત્યુ દૂર છે, ત્યાંસુધીમાં પોતાના આત્માના કલ્યાણસારૂ સત્કર્માદિ કરી લેવું યોગ્ય છે, કેમકે પછી પ્રાણ જવાની છેલી વખતે કંઇ પણ બની શકશે નહીં.

**कामधेनुगुणा विद्या ह्यकाले फलदायिनी ॥**
**प्रवासे मातृसदृशी विद्या गुप्तधनं स्मृतम् ॥ ५ ॥**

વિદ્યા કામધેનુની પેઠે ઇચ્છિત ફળને આપે તેવા ગુણવાલી છે. તે વગર સમયે પણ મનવાંચ્છિત ફલ આપેછે, પ્રવાસમાં માતાની પેઠે હિત કરવાવાળી છે, માટેજ વિદ્વાન મનુષ્યો તેને ગુપ્ત ધન કહેછે.

**एकोऽपि गुणवान् पुत्रो निर्गुणैश्च शतैर्वरः ॥**
**एकश्चन्द्रस्तमोहन्ति न च ताराः सहस्रशः ॥ ६ ॥**

સેંકડો ગુણરહિત પુત્રોકરતાં ગુણવાન એક પુત્ર પણ શ્રેષ્ટ છે, જેમ હજારો તારાના તેજનો સમુદાય અંધકારને દૂર કરી શકતો નથી પણ એકલો ચંદ્રમા પોતાના પ્રકાશથી સર્વ અંધકારને દૂર કરેછે.

मूर्खश्चिरायुर्जातोऽपि तस्माज्जातमृतोवरः ॥
मृतः सचाल्पदुःखाय यावज्जीवं जडोदहेत् ॥ ७ ॥

મૂર્ખ જન્મીને ચિરાયુ થયા કરતાં ઉત્પન્ન થઇ મૃત્યુ પામે તે શ્રેષ્ટ છે. કારણ કે જન્મીને તત્કાળ મૃત્યુ પામવાથી તેજ સમય અલ્પ દુઃખ ઉત્પન્ન થાયછે. પણ જો જીવતો રહ્યો તો જ્યાં લગણ જીવીએ ત્યાં લગણ તે મનને સંતાપ કરે છે.

कुग्रामवासः कुलहीनसेवा कुभोजनं क्रोधमुखी च भार्या॥
पुत्रश्च मूर्खोविधवा च कन्या विनाग्निनाषट्प्रदहंति कायम् ॥८॥

નઠારા ગામમાં નિવાસ, નીચ કુલના મનુષ્યની સેવા, નઠારૂં ભોજન, ક્રોધ મુખી સ્ત્રી, અભણ પુત્રો અને વિધવા પુત્રી; એ છ વાનાં અગ્નિ વિના પણ શરીરને દાહ કરવાવાળાં છે.

किं तया क्रियते धेन्वा या न दोग्ध्री न गुर्विणी ॥
कोऽर्थः पुत्रेण जातेन योन विद्वान्न भक्तिमान् ॥ ९ ॥

જે ગાય દૂધ પણ દેતી નથી તેમ ગર્ભવતી પણ થતી નથી તેથી શો લાભ છે? તેમજ પુત્ર ઉત્પન્ન થાય પણ વિદ્વાન કે ભક્તિવાન ન થાય તો તેથી શો લાભ? અર્થાત્ તેવા પુત્ર કરતાં ન ઉત્પન્ન થાય તે શ્રેષ્ટ છે.

संसारतापदग्धानां त्रयोविश्रांतिहेतवः ॥
अपत्यं च कलत्रं च सतां संगतिरेव च ॥ १० ॥

સંસારના તાપથી બળતાં મનુષ્યોને બાળક, સારી સ્ત્રી, અને સત્પુરૂષોનો સમાગમ, એ ત્રણ વાનાંજ વિશ્રાંતિનાં કારણો છે.

**सकृज्जल्पंति राजानः सकृज्जल्पन्ति पंडिताः ॥**
**सकृत्कन्याः प्रदीयन्ते त्रीण्येतानि सकृत्सकृत् ॥ ११ ॥**

સુજ્ઞ રાજાઓ એકજ વાર આજ્ઞા કરે છે. વિદ્વજ્જનો પણ એકજ વાર બોલે છે, તેમજ કન્યાદાન પણ એકજ વાર દેવાય છે. મતલબ કે રાજાની આજ્ઞા પંડિતનું બોલવું, તથા કન્યાનું દાન; એ ત્રણ વાત એકજ વાર થાય છે, પણ વારે વારે નહીં.

**एकाकिना तपोद्वाभ्यां पठनं गायनं त्रिभिः ॥**
**चतुर्भिर्गमनं क्षेत्रं पंचभि र्बहुभीरणम् ॥ १२ ॥**

એકલાં રહી તપ કરવું, બે જણ મળી ભણવું, ત્રણ જણ મળી ગાયન કરવું, ચાર જણ મળી પ્રવાસ કરવો, પાંચ જણ મળી ખેતી કરવી, અને ઘણા જણ એકઠા મળી સંગ્રામ કરવો; એ વધારે અનુકૂળ પડે છે.

**सा भार्या या शुचिर्दक्षा सा भार्या या पतिव्रता ॥**
**सा भार्या या पतिप्रीता सा भार्या सत्यवादिनी ॥ १३ ।**

ભાર્યા તેજ કે જે પવિત્રતાવાળી ને ચતુર છે, ભાર્યા તેજ કે જે પતિવ્રત પાળનારી છે, ભાર્યા તેજ કે જે પતિને પ્રિય છે, અને ભાર્યા તેજ કે જે સત્ય બોલનારી છે. અર્થાત્ તેવીજ ભાર્યા એટલે સ્ત્રી દાન, માન, અને પાલન પોષણ કરવા યોગ્ય છે.

**अपुत्रस्य गृहं शून्यं दिशः शून्यास्त्वबांधवाः ॥**
**मूर्खस्य हृदयं शून्यं सर्वशून्या दारिद्रता ॥ १४ ॥**

અપુત્રનું ઘર સૂનું લાગે છે, બંધુવિના દિશા સૂની લાગે છે, મૂર્ખ પુરૂષનું હૃદય સૂનું હોય છે, અને દરિદ્રતા સર્વ કરતાં

સૂની છે, અર્થાત્ પુત્ર વગર ઘર, ભાઈઓ વિના સર્વ દિશા, મૂર્ખનું અંતઃકરણ, અને દરિદ્રતા શોભતાં નથી.

**अनभ्यासे विषं शास्त्रमजीर्णे भोजनं विषम् ॥**
**दरिद्रस्य विषं गोष्ठी वृद्धस्य तरुणी विषम् ॥ १५ ॥**

અભ્યાસ વિના શાસ્ત્ર વિષરૂપ થાય છે, અજીર્ણમાં ભોજન વિષરૂપ છે. દરિદ્રીને સભા વિષરૂપ લાગે છે, અને વૃદ્ધ પુરૂષને યુવાન સ્ત્રી વિષરૂપ લાગે છે.

**त्यजेद्धर्मं दयाहीनं विद्याहीनं गुरुं त्यजेत् ॥**
**त्यजेत्क्रोधमुखीं भार्यां निःस्नेहान्बांधवांस्त्यजेत् ॥ १६ ॥**

દયા રહિત ધર્મનો ત્યાગ કરવો, વિદ્યા રહિત ગુરૂનો ત્યાગ કરવો, ક્રોધયુક્ત મુખવાળી સ્ત્રીનો ત્યાગ કરવો, અને સ્નેહ રહિત બાંધવોનો ત્યાગ કરવો.

**अध्वा जरा मनुष्याणां वाजिनां बंधनं जरा ॥**
**अमैथुनं जरा स्त्रीणां वस्त्राणामातपो जरा ॥ १७ ॥**

મનુષ્યોને ઘણો પંથ કરવાથી જરાવસ્થા વેહેલી આવે છે, ઘોડાઓને એક ઠેકાણે બાંધી રાખવાથી ઘડપણ આવે છે, પુરૂષ વિના સ્ત્રીને ઘડપણ વેહેલું આવે છે, અને લૂગડાંને, તડકામાં રાખવાથી જીર્ણતા વેહેલી આવે છે.

**कः कालः कानि मित्राणि कोदेशः कौ व्ययागमौ ॥**
**कस्याहं का च मे शक्तिरिति चिंत्यं मुहुर्मुहुः ॥ १८ ॥**

હાલ સમય અનુકૂલ છે કે પ્રતિકૂલ છે? મારા મિત્ર કોણ છે? દેશ કયો છે? ઉપજ ખરચ શો થશે? હું કોનો પુત્ર છું?

મારી શક્તિ કેટલી છે? એમ સુજ્ઞ પુરૂષે પ્રત્યેક કાર્ય કરતી વખતે વારંવાર વિચારવું.

**अग्निर्देवोद्विजातीनां मुनीनां हृदि दैवतम्**
**प्रतिमा स्वल्पबुद्धीनां सर्वत्र समदर्शिनाम् ॥ १९ ॥**

બ્રાહ્મણ, ક્ષત્રિયને વૈશ્યનો દેવતા અગ્નિ છે, અર્થાત્ તેણે અગ્નિનું ઉપાસન કરવું, મનન શીળ પુરૂષોના હૃદયમાં દેવતા છે અર્થાત્ તેણે તેનું અંતઃકરણમાં ધ્યાન કરવું, અલ્પ બુદ્ધિવાળાં મનુષ્યોનો દેવતા મૂર્તિ છે. અર્થાત્ તેણે મૂર્તિની ઉપાસના કરવી, અને સમદૃષ્ટિવાળા પુરૂષનો દેવ સર્વત્ર છે. અર્થાત્ તેણે વ્યાપક પરમાત્માને ભજવો.

**इतिवृद्धचाणाक्यनीतिदर्पणे चतुर्थोऽध्यायः ॥ ४**

---

**पतिरेव गुरुः स्त्रीणां सर्वस्याभ्यागतोगुरुः ॥**
**गुरुरग्निर्द्विजातीनां वर्णानां ब्रह्मणोगुरुः ॥ १ ॥**

સ્ત્રીઓનો ગુરૂ પતિ છે, સર્વ મનુષ્યોનો અભ્યાગત ગુરૂ છે, બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યનો ગુરૂ અગ્નિ છે, તથા સર્વ વર્ણનો ગુરૂ બ્રાહ્મણ છે.

**यथा चतुर्भिः कनकं परीक्ष्यते; निघर्षणच्छेदनतापताडनैः॥**
**तथा चतुर्भिः पुरुषः परीक्ष्यते; त्यागेन शीलेन गुणेन कर्मणा ॥ २ ॥**

જેમ ઘર્ષણ કરવું, છેદન કરવું, તાપ દેવો તથા ટીપવું, એ ચાર ઉપાયથી સુવર્ણની પરીક્ષા કરાય છે, તેમ દાન દે-

વાનો સ્વભાવ, શીળતા, સારા ગુણો, અને સત્કર્મ એ ચાર ગુણોથી પુરૂષની પરીક્ષા થાય છે.

**तावद्भयेषु भेतव्यं यावद्भयमनागतम् ॥**
**आगतं तु भयं दृष्ट्वा प्रहर्तव्यमशंकया ॥ ३ ॥**

જ્યાંસુધી ભય પ્રાપ્ત ન થયો હોય, ત્યાંસુધી તેનાથી બીતા રેહેવું, પરંતુ પ્રાપ્ત થયેલા ભયને જોઇને, નિર્ભયપણે તત્કાળ ટાળવાનો યત્ન કરવો.

**एकोदरसमुद्भूता एकनक्षत्रजातकाः ॥**
**न भवंतिसमा शीले यथा बादरकंटकाः ॥ ४ ॥**

એકજ માના પેટમાં ઉત્પન્ન થયેલા પુત્રો હોય, અને એકજ નક્ષત્રમાં જન્મ્યા હોય તોપણ સમાન શીળવાળા થતા નથી. જેમ બોરડીના ઝાડ ઉપર કાંટા પણ ઉત્પન્ન થાય છે, અને બોર પણ થાય છે. પણ એ બેમાં વિલક્ષણતા કેટલી છે?

**निःस्पृहोनाधिकारी स्यान्नाकामो मण्डनप्रियः ॥**
**नाविदग्धः प्रियं ब्रूयात् स्पष्टवक्ता न वञ्चकः ॥ ५ ॥**

જેને કોઈ વિષયની વાંછા નથી તે કોઇ અધિકાર મેળવવા નહીં ઈચ્છે, જે કામી પુરૂષ નથી તે વસ્ત્રાભરણથી શરીરની શોભા કરવામાં પ્રીતિ નહીં કરે, અચતુર પુરૂષ પ્રિય બોલી નહીં શકે, અને સ્પષ્ટ વક્તા કદી ઠગારો નહીં હોય.

**मूर्खाणां पण्डिताद्वेष्या अधनानां महाधनाः ॥**
**पराङ्गनाः कुलस्त्रीणां सुभगानां च दुर्भगाः ॥ ६ ॥**

મૂર્ખજનો પંડિતનો દ્વેષ કરે છે, દરિદ્રી ધનવાનનો દ્વેષ કરે છે, વ્યભિચારિણી સ્ત્રી કુળવાન સ્ત્રીનો દ્વેષ કરે છે,

અને વિધવા સ્ત્રીઓ સધવાનો દ્વેષ કરે છે. મતલબ કે મૂર્ખ, દરિદ્રી વ્યભિચારિણી, અને વિધવા સ્ત્રીઓ પોતાની અજ્ઞાનતાને લીધે, વિદ્વાન, ધનવાન, કુળવાન સ્ત્રી, અને સધવાને જોઇ ઇર્ષાથી બળે છે.

**आलस्योपहता विद्या परहस्तगतं धनम् ॥**
**अल्पबीजं हतं क्षेत्रं हतं सैन्यमनायकम् ॥ ७ ॥**

આળસ રાખવાથી વિદ્યા નાશ પામે છે, પારકા હાથમાં સોંપેલું દ્રવ્ય નાશ પામે છે, થોડું બીજ વાવવાથી ક્ષેત્ર નકામું જાય છે, અને નાયક વગર સૈન્યનો નાશ થાય છે.

**अभ्यासाद्धार्यते विद्या कुलं शीलेन धार्यते ॥**
**गुणेन ज्ञायते त्वार्यः कोपोनेत्रेण गम्यते ॥ ८ ॥**

અભ્યાસથી વિદ્યા ટકી રહે છે, શીળતાથી કુળની આબરૂ જળવાય છે, ગુણથી આર્યતા જણાય છે, અને નેત્રથી કોપની પરીક્ષા થાય છે.

**वित्तेन रक्ष्यते धर्मो विद्या योगेन रक्ष्यते ॥**
**मृदुना रक्ष्यते भूपः सत्स्त्रिया रक्ष्यते गृहम् ॥ ९ ॥**

ધનથી ધર્મનું રક્ષણ થાય છે, યમ, નિયમ, વગેરે ઉપાયથી જ્ઞાનનું રક્ષણ થાય છે, કોમળતાથી રાજાની રક્ષા થાય છે, અને સદ્ગુણી સ્ત્રીથી ઘરનું રક્ષણ થાય છે.

**अन्यथा वेदपांडित्यं शास्त्रमाचारमन्यथा ॥**
**अन्यथा यद्वदन् शांतं लोकाः क्लिश्यंति चान्यथा॥ १० ॥**

વેદની ખોટી પંડિતાઇ પ્રકાશ કરવાવાળા, શાસ્ત્ર અને તેમાં કહેલા આચારને જૂદી રીતે કેહેવાવાળા, અને શાંત પુરૂષને

અશાંત કેહેવાવાળા જે લોકો તે વ્યર્થ ક્લેશ વેઠે છે. અર્થાત્ તેમ કરવાથી તેને કશું ફળ મળતું નથી.

**दारिद्र्यनाशनं दानं शीलं दुर्गतिनाशनम् ॥**
**अज्ञाननाशिनी प्रज्ञा भावना भयनाशिनी ॥ ११ ॥**

દાન દરિદ્રતાનો નાશ કરે છે, સુશીલ રાખવાથી નઠારી અવસ્થા ટલે છે, આત્મ વિચારવાળી બુદ્ધિ અવિદ્યાનો નાશ કરે છે, અને ભક્તિ ભયનો નાશ કરે છે.

**नास्ति कामसमो व्याधि र्नास्ति मोहसमो रिपुः ॥**
**नास्ति कोपसमो वन्हि र्नास्ति ज्ञानात्परं सुखम् ॥ १२ ॥**

કામ સરખી બીજી કોઇ પીડા નથી, મોહ સરખો બીજો કોઇ શત્રુ નથી, ક્રોધ સરખો બીજો કોઇ અગ્નિ નથી, અને જ્ઞાન સમાન બીજું કોઇ પરમ સુખ નથી.

**जन्ममृत्यू हि यात्येको भुनक्त्येकः शुभाशुभम् ॥**
**नरकेषु पतत्येको ह्येकोयाति परां गतिम् ॥ १३ ॥**

જન્મ અને મરણ એ એકલાજ પુરૂષને થાય છે, શુભ અશુભ કર્મનું સારૂં નઠારૂં ફળ પણ એકલાનેજ ભોગવવું પડે છે, નરકમાં એકલોજ પડે છે, અને મોક્ષ પણ એકલાનેજ મલે છે. અર્થાત્ એ વિષયમાં બીજો સહાયક થતો નથી.

**तृणं ब्रह्मविदः स्वर्गस्तृणं शूरस्य जीवितम् ॥**
**जिताक्षस्य तृणन्नारी निःस्पृहस्य तृणं जगत् ॥ १४ ॥**

બ્રહ્મવેત્તા પુરૂષ સ્વર્ગને તૃણ સમાન તુચ્છ ગણે છે, શૂર વીર પુરૂષો પોતાના જીવતરને તૃણ સરખું ગણે છે, ઇંદ્રિય-

જીત પુરૂષ સ્ત્રીને તૃણ સમાન નિર્માલ્ય ગણે છે, અને ઈચ્છા રહિત પુરૂષો જગતને તૃણ સમાન ગણે છે.

**विद्या मित्रं प्रवासेषु भार्या मित्रं गृहेषु च ॥**
**व्याधितस्यौषधं मित्रं धर्मोमित्रं मृतस्य च ॥ १५ ॥**

પરદેશમાં વિચરનારને વિદ્યા મિત્રની પેઠે સહાય કરે છે, ઘરમાં સારી સ્ત્રી મિત્રની પેઠે સહાય કરે છે, રોગવાનને ઔષધિ મિત્રની પેઠે સુખ કરે છે અને મૃત્યુ પામનારને સંપાદન કરેલો ધર્મ મિત્રરૂપ થઇ સહાય કરે છે.

**वृथा वृष्टिः समुद्रेषु वृथा तृप्तेषु भोजनम् ॥**
**वृथा दानं धनाढ्येषु वृथा दीपोदिवापि च ॥ १६ ॥**

સમુદ્રમાં વૃષ્ટિ થાય તે નિરર્થક છે, તૃપ્ત થયેલાને ભોજન નિરર્થક છે, ધનવાન પુરૂષને ધન આપવું નિરર્થક છે અને દિવસે અજવાલા સારૂ દિવો કરવો તે પણ નકામો છે. અર્થાત્ તેમ થવાથી કંઈ ફલ ઉત્પન્ન થતું નથી.

**नास्ति मेघसमं तोयं नास्ति चात्मसमं बलम् ॥**
**नास्ति चक्षुःसमं तेजोनास्ति धान्यसमं प्रियम् ॥ १७ ॥**

મેઘના જળ સમાન બીજું કોઇ જળ નથી, પોતાના પરાક્રમ સરખું કોઇનું પરાક્રમ નથી, નેત્રના તેજ સમાન બીજું કોઇ તેજ નથી, અને અન્ન સમાન બીજો કોઇ પદાર્થ પ્રિય નથી.

**अधना धनमिच्छंति वाचं चैव चतुष्पदाः॥**
**मानवाः स्वर्गमिच्छंति मोक्षमिच्छंति देवताः ॥ १८ ॥**

નિર્ધન પુરૂષો ધનની ઇચ્છા રાખે છે, પશુઓ વાણીને

ઇચ્છે છે, મનુષ્યો સ્વર્ગની ઇચ્છા રાખે છે, અને સ્વર્ગવાસી દેવો મોક્ષ મેળવવા ઈચ્છે છે.

**सत्येन धार्यते पृथ्वी सत्येन तपते रविः ॥**
**सत्येन वाति वायुश्च सर्वं सत्ये प्रतिष्ठितम् ॥ १९ ॥**

સત્યથી પૃથ્વી સ્થિર છે, સત્યથી સૂર્ય સર્વત્ર પ્રકાશ કરે છે, સત્યથી વાયુ વાય છે, અને સત્યથીજ સર્વ પદાર્થ પોતાને સ્થાનકે સ્થિર રહેલા છે.

**चला लक्ष्मीश्चलाः प्राणाश्चले जीवितमंदिरे ॥**
**चलाचले च संसारे धर्मएकोहि निश्चलः ॥ २० ॥**

લક્ષ્મી નાશવંત છે, પ્રાણ નાશવંત છે, અને જીવિત નાશવંત છે, અને ઘર પણ નાશવંત છે. માટે નિશ્ચયછે કે આ ચરાચર જગતમાં કોઈ પદાર્થ સ્થિર નથી, માત્ર એક ધર્મજ સ્થિર વસ્તુ છે, તેથી સર્વ પદાર્થમાંથી તૃષ્ણા છોડી ધર્મનું સંપાદન કરવા તન, મન, ધનથી પ્રયત્ન કરવો.

**नराणां नापितोधूर्त्तः पक्षिणां चैव वायसः ॥**
**चतुष्पदां शृगालस्तु स्त्रीणां धूर्त्ता च मालिनी ॥ २१ ॥**

પુરૂષોની જાતમાં સર્વ કરતાં વાળંદ ધૂતારો હોય છે, પક્ષીની જાતમાં કાગડો ધૂતારો હોય છે, ચાર પગવાળાં પશુ-ઓમાં શિયાળ સર્વ કરતાં ધૂતારો હોય છે, અને સર્વ સ્ત્રી જાતિમાં માલણ ધૂતારી હોય છે.

**जनिता चोपनेता च यस्तु विद्यां प्रयच्छति ॥**
**अन्नदाता भयत्राता पंचैते पितरः स्मृताः ॥ २२ ॥**

ઉત્પન્ન કરનાર, જનોઇ દેનાર, વિદ્યા ભણાવનાર, અ-ન્ન આપનાર એટલે પોષણ કરનાર, અને ભયથી મૂકાવનાર,

એ પાંચ પુરૂષ પિતા ગણાય છે. અર્થાત્ તેને પિતા સમાન ગણી ઉપકાર વાળવો.

**राजपत्नी गुरोः पत्नी मित्रपत्नी तथैव च ॥**
**पत्नीमाता स्वमाताच पंचैता मातरः स्मृताः ॥ २२ ॥**

રાજાની સ્ત્રી, પોતાના ગુરૂની સ્ત્રી, મિત્રની સ્ત્રી, પોતાની સાસુ, અને જન્મ આપનાર માતા એ પાંચને માતા પ્રમાણે ગણી તેની આજ્ઞા માનવી તથા માન દેવું.

**इतिवृद्धचाणाक्यनीतिदर्पणेपंचमोऽध्यायः ॥ ५ ॥**

---

**श्रुत्वा धर्मं विजानाति श्रुत्वा त्यजति दुर्मतिम् ॥**
**श्रुत्वा ज्ञानमवाप्नोति श्रुत्वा मोक्षमवाप्नुयात् ॥ १ ॥**

મનુષ્ય–શાસ્ત્રનું શ્રવણ કરવાથીજ ધર્મનું સ્વરૂપ જાણે છે, અને શાસ્ત્રનું શ્રવણ કરવાથીજ દુર્બુદ્ધિને છોડી દે છે, શાસ્ત્રનું શ્રવણ કરવાથીજ આત્મા પરમાત્માના સ્વરૂપને જાણે છે, અને તેથીજ મોક્ષગતિને મેળવે છે.

**पक्षिणां काकश्चाण्डालः पशूनां चैव कुक्कटः ॥**
**मुनीनां पापश्चाण्डालः सर्वं चाण्डाल निन्दकः ॥ २ ॥**

પક્ષીઓમાં કાગડો ચાંડાળ સરખો છે, પશુઓમાં કૂતરો ચાંડાળ સરખો છે, મુનિઓમાં પાપી પુરૂષ ચાંડાળ જેવો છે, અને નિંદક પુરૂષ સર્વ જાતિમાં ચાંડાળ છે. અર્થાત્ સર્વ કરતાં અધમ ને દુરાચારી છે.

**भस्मना शुध्यते कांस्यं ताम्रमम्लेन शुध्यते ॥**
**रजसा शुध्यते नारी नदी वेगेन शुध्यति ॥ ३ ॥**

કાંસાનાં વાસણ રાખથી માંજવાથી શુદ્ધ થાય છે, તાંબાનાં વાસણ ખટાશવાળા પદાર્થથી શુદ્ધ થાય છે, રજસ્વળા થયા પછી સ્ત્રી શુદ્ધતા પામે છે, અને નદી પ્રવાહ ચાલવાથી શુદ્ધ થાય છે.

**भ्रमन् संपूज्यते राजा भ्रमन् संपूज्यते द्विजः ॥**
**भ्रमन् संपूज्यते योगी स्त्री भ्रमंती विनश्यति ॥ ४ ॥**

પ્રવાસ કરવાથી રાજા માન મેળવે છે, પ્રવાસ કરવાથી બ્રાહ્મણ સારી રીતે પૂજાય છે, પ્રવાસ કરવાથી યોગી સન્માન અને સેવા મેળવે છે. પણ સ્ત્રી પ્રવાસ કરવાથી વિનાશ પામે છે. અર્થાત્ સ્ત્રી સ્વતંત્રપણે સ્વેચ્છાચારી થવાથી ઘણી દુઃખી થાય છે માટે તેણે તેમ ન કરવું.

**यस्यार्थस्तस्य मित्राणि यस्यार्थस्तस्य बांधवाः ॥**
**यस्यार्थः सपुमान् लोके यस्यार्थः सच पंडितः ॥ ५ ॥**

જેની પાસે ધન છે તેના મિત્રો પણ થવા આવે છે, જેની પાસે ધન છે તેને બાંધવો ન હોય તોપણ ઘણા જનો બાંધવો થવા આવે છે, જેની પાસે ધન છે તે હલકા કુળનો મનુષ્ય હોય તો પણ મોટા પુરૂષમાં તેની ગણના થાય છે, અને જેની પાસે ધન છે તે મૂર્ખ હોય તો પણ લોકો તેને પંડિતમાં ગણે છે. અર્થાત્ ધનના યોગથીજ મનુષ્યોમાં શ્રેષ્ટત્વ પ્રાપ્ત થાય છે.

**तादृशी जायते बुद्धिर्व्यवसायोऽपि तादृशः ॥**
**सहायास्तादृशा एव यादृशी भवितव्यता ॥ ६ ॥**

ભવિષ્યમાં સારૂં કે નઠારૂં બનવાનું હોય તેને અનુસાર પ્રથમથી બુદ્ધિ પણ સારી અથવા નઠારી ઉત્પન્ન થાય છે. તથા ઉપાય પણ તેવાજ જડે છે. અને સહાયક પણ તેવાજ મળે છે. અર્થાત્ દૈવ ઇચ્છાથી જેવું આગલ બનવાનું છે તેવા ઉપાયો પ્રથમથીજ મળી આવે છે. માટે દૈવનું કૃત્ય કોઇ પણ ટાળવાને સમર્થ નથી.

**कालः पचति भूतानि कालः संहरते प्रजाः ॥**
**कालः सुप्तेषु जागर्ति कालो हि दुरतिक्रमः ॥ ७ ॥**

સર્વ પ્રાણીને કાલજ વૃદ્ધાવસ્થાને પમાડી પરિપક્વ કરે છે, કાલજ પ્રજા માત્રનો નાશ કરે છે, અને સર્વ પ્રાણીનો પ્રલયમાં લય થતાં કાલજ જાગૃત રહે છે. માટે કાલની ગતિ કોઈથી રોકી શકાતી નથી. અર્થાત્ તે મહાસમર્થ છે.

**न पश्यति च जन्मांधः कामांधोनैव पश्यति ॥**
**मदोन्मत्ता न पश्यंति अर्थी दोषन्न पश्यति ॥ ८ ॥**

જન્માંધ મનુષ્ય હોય તે કંઈ પણ દેખી શકતો નથી. કામથી આંધળો થયેલો પુરૂષ પણ સારૂં નઠારૂં જોઇ શકતો નથી, અહંકારના મદથી ઉન્મત્ત થયેલો પુરૂષ વિવેક અવિવેક જોઇ શકતો નથી, અને મતલબી પુરૂષને ગુણ દોષનું ભાન રેહેતું નથી.

**स्वयं कर्म करोत्यात्मा स्वयं तत्फलमश्नुते ॥**
**स्वयं भ्रमति संसारे स्वयं तस्माद्विमुच्यते ॥ ९ ॥**

જીવાત્મા પોતેજ સુકૃત કે દુષ્કૃત કરે છે અને તેનું ફળ સુખ દુઃખાદિ પણ પોતેજ ભોગવે છે, પોતેજ અનેક અવ-

તારો ધારણ કરી આ સંસારમાં ભ્રમણ કરે છે, અને પોતેજ જ્ઞાન મેળવી મોક્ષ ગતિ પામે છે.

**राजा राष्ट्रकृतं पापं राज्ञः पापं पुरोहितः ॥**
**भर्त्ता च स्त्रीकृतं पापं शिष्यपापं गुरुस्तथा ॥ १० ॥**

દેશના લોકોએ કરેલું પાપ રાજા ભોગવે છે, અને રાજાનું કરેલું પાપ તેનો કુળગોર ભોગવે છે, સ્ત્રીએ કરેલું પાપ તેનો પતિ ભોગવે છે, અને શિષ્યે કરેલું પાપ તેનો ગુરૂ ભોગવે છે. અર્થાત્ જેનો જેને સન્માર્ગે ચડાવી સત્કર્મમાં લગાડવાનો અધિકાર છે તે આળસુ થઇ પોતાની ફરજ ન બજાવે તો દોષભાગી થાય છે.

**ऋणकर्त्ता पिता शत्रुर्माता च व्यभिचारिणी ॥**
**भार्या रूपवती शत्रुः पुत्रः शत्रुरपंडितः ॥ ११ ॥**

દેવું કરનાર પિતા શત્રુરૂપ છે, વ્યભિચારિણી માતા શત્રુ જેવી છે, રૂપવાળી સ્ત્રી પણ શત્રુ સમાન છે, અને મૂર્ખ પુત્ર પણ શત્રુ બરાબર છે.

**लुब्धमर्थेन गृह्णीयात् स्तब्धमंजालिकर्मणा ॥**
**मूर्खं छंदानुवृत्त्या च यथार्थत्वेन पंडितम् ॥ १२ ॥**

લોભિને ધનથી, અહંકારીને નમન કરીને, મૂર્ખને તેની ઇચ્છાને અનુસાર વરતીને અને પંડિત પુરૂષને સદાચરણથી વશ કરવો.

वरं न राज्यं न कुराजराज्यं वरं न मित्रं न कुमित्रमित्रम् ॥
वरं न शिष्यो न कुशिष्यशिष्यो वरं न दारा न कुदार दाराः ॥ १३ ॥

નઠારા રાજાના રાજ્ય કરતાં રાજ્ય ન હોય તે સારૂં છે, નઠારા મિત્રની મૈત્રી કરતાં મિત્ર ન હોય તે સારૂં, નઠારા શિષ્ય કરતાં શિષ્યજ ન હોય તે સારૂં, અને નઠારી સ્ત્રી પાને પડ્યાં કરતાં સ્ત્રી ન મળે એ વધારે સારૂં છે.

कुराजराज्येन कुतः प्रजासुखं कुमित्रमित्रेण कुतोस्तिनिर्वृतिः ॥ कुदारदारैश्च कुतोगृहे रतिः, कुशिष्यमध्यापयतः कुतोयशः ॥ १४ ॥

દુર્ગુણી રાજાના રાજ્યમાં પ્રજાને ક્યાંથી સુખ મળે? નઠારા મિત્રની મૈત્રીથી સુખ ક્યાંથી મળે? દુર્ગુણી સ્ત્રીની સાથે સહવાસ રેહેવાથી ઘરમાં પ્રીતિ કેમ ઉત્પન્ન થાય? અને દુરાચારી શિષ્યને ભણાવવાથી યશ કેમ મળે? અર્થાત્ એટલાંના સંગમાં રહી સુખ મેળવવાની આશા રાખવી વૃથા છે.

सिंहादेकं बकादेकं शिक्षेच्चत्वारि कुक्कुटात् ॥
वायसात्पंच क्षिक्षेच्च षट् शुनस्त्रीणि गर्दभात् ॥ १५ ॥

ડાહ્યા માણસે સિંહ અને બગલા પાસેથી એકેકા ગુણ, કૂકડા પાસેથી ચાર ગુણ, કાગડા પાસેથી પાંચ ગુણ, કુતરા પાસેથી છ ગુણ, અને ગધેડા પાસેથી ત્રણ ગુણ શીખવા યોગ્ય છે.

प्रभूतं कार्यमल्पं वा तन्नरः कर्त्तुमिच्छति ॥
सर्वारंभेण तत्कार्यं सिंहादेकं प्रचक्षते ॥ १६ ॥

હવે સિંહ પાસેથી એક ગુણ લેવો તે બતાવે છેઃ—

જેમ સિંહ નાનું અથવા મોટું કામ કરવું હોય તો દૃઢતા અને હિંમત રાખીને કરે છે તેમ મોટું અથવા નાનું કાર્ય પુરૂષે કરવા માંડવું તે બધા પ્રકારે ધૈર્ય તથા દૃઢતા પૂર્વક કરવું આ ગુણ સિંહનો લેવો.

**इंद्रियाणि च संयम्य बकवत् पंडितोनरः ॥**
**देशकालबलं ज्ञात्वा सर्वकार्याणि साधयेत् ॥ १७ ॥**

પંડિત પુરૂષે ઇંદ્રિયોને નિયમમાં રાખીને, દેશ, કાળ, અને બળને જાણીને સર્વ કાર્ય બગલાની પેઠે સાધવાં. આ ગુણ એક બગલા પાસેથી લેવો.

**प्रत्युत्थानं च युद्धं च संविभागं च बंधुषु ॥**
**स्वयमाक्रम्य भुक्तं च शिक्षेच्चत्वारि कुक्कुटात् ॥ १८ ॥**

યોગ્ય સમયે જાગવું, લડવામાં ઉદ્યોગી રેહેવું, પોતાના બંધુઓને યોગ્ય વિભાગ આપવો. અને પોતે શ્રમ લેઈ ચારે કોરે ફરી એકઠું કરેલું અન્ન બીજાને સાથે રાખી જમવું, આ ચાર ગુણ ડાહ્યા માણસે કૂકડા પાસેથી લેવા.

**गूढमैथुनधीरत्वं काले काले च संग्रहम् ॥**
**अप्रमत्तमविश्वासं पंच शिक्षेच्च वायसात् ॥ १९ ॥**

છાનું મૈથુન, ધૈર્યતા, સમયે સમયે ભક્ષનો સંગ્રહ કરવો, સાવધપણું રાખવું, અને કોઇનો વિશ્વાસ ન કરવો, એ પાંચ ગુણ ડાહ્યા માણસે કાગડા પાસે શીખવા.

**बव्हाशी स्वल्पसंतुष्टः सनिद्रो लघुचेतनः ॥**
**स्वामिभक्तश्च शूरश्च षडेते श्वानतोगुणाः ॥ २०**

કોઈ સમયે મળે તો ઘણું ખાવું, કોઇ સમયે થોડું પ્રાપ્ત થાય તો તેથી પણ સંતોષ રાખવો, ઘણી નિદ્રા છતાં, પ્રસંગ

પ્રાપ્ત થાય તો તત્કાળ જાગી સચેત થવું, પોતાના પાળકની તન, મનથી સેવા બજાવવી, અને લડવાને સમયે શૂરતા રાખવી આ છ ગુણ ડાહ્યા પુરૂષે કૂતરા પાસેથી શીખવા.

**सुश्रांतोऽपि वहेद्भारं शीतोष्णे न च पश्यति ॥**
**संतुष्टश्चरते नित्यं त्रीणि शिक्षेच्च गर्दभात् ॥ २१ ॥**

ઘણો થાક લાગવા છતાં ભારનું વહન કરવું, અને ટાઢ તડકો પણ સહન કરવો, ને નિરંતર સંતોષ રાખી વિચરવું, આ ત્રણ ગુણ સુજ્ઞ પુરૂષે ગધેડા પાસેથી શીખવા.

**य एतान् विंशतिगुणानाचरिष्यति मानवः ॥**
**कार्यावस्थासु सर्वासु अजेयः सभविष्यति ॥ २२ ॥**

જે મનુષ્ય ઉપર ગણાવેલા વીશ ગુણને ધારણ કરશે તે પોતાનાં સર્વ કાર્યમાં તથા સર્વ અવસ્થામાં વિજય મેળવનાર થશે. અર્થાત્ આ સંસારમાં સુખ અને કીર્તિને પામશે.

**इतिवृद्धचाणाक्यनीतिदर्पणे षष्टोऽध्यायः ॥ ६ ॥**

---

**अर्थनाशं मनस्तापं गृहिणीचरितानि च ॥**
**नीचवाक्यं चापमानं मतिमान्न प्रकाशयेत् ॥ १ ॥**

ધન સંપત્તિનો નાશ, મનનો સંતાપ, પોતાની સ્ત્રીનાં ચરિત્રો, દુર્જનનાં વચન, અને પોતાને કોઈ સ્થાનકેથી થયેલું અપમાન એટલાં વાનાં બુદ્ધિવાન પુરૂષે પ્રગટ ન કરવાં પણ પોતાના મનમાંજ રાખવાં.

धनधान्यप्रयोगेषु विद्यासंग्रहणेषु च ॥
आहारे व्यवहारे च त्यक्तलज्जः सुखी भवेत् ॥ २ ॥

અન્ન અને ધન મેળવવાના ઉદ્યોગમાં વિદ્યાનો સંગ્રહ કરવામાં જમવામાં અને વ્યવહારના કામોમાં જે મનુષ્ય લાજ રાખતો નથી તે સુખી થાયછે.

संतोषामृततृप्तानां यत्सुखं शांतचेतसाम् ॥
न च तद्धनलुब्धानामितश्चेतश्च धावताम् ॥ ३ ॥

સંતોષ રૂપી અમૃતથી તૃપ્ત થયેલા શાંત ચિત્તવાન પુરૂષોને જેવું સુખ મળેછે, તેવું ધનનો લોભ રાખનાર, અને અહીં તહીં દોડાદોડ કરનાર પુરૂષને મળતું નથી.

संतोषस्त्रिषु कर्त्तव्यः स्वदारे भोजने धने ॥
त्रिषु चैव न कर्त्तव्योऽध्ययने जपदानयोः ॥ ४ ॥

મનુષ્યે પોતાની સ્રી, ભોજન, અને ધન, એ ત્રણ વસ્તુમાં સંતોષ કરવો યોગ્ય છે, પરંતુ ભણવું, જપ કરવો, અને દાન દેવું આ ત્રણ વાતમાં કદી સંતોષ કરવો નહીં એમાં તો જેમ બને તેમ વધારો કરવાને નિરંતર યત્ન ચાલુ રાખવો.

विप्रयोर्विप्रवन्ह्योश्च दंपत्योः स्वामिभृत्ययोः ॥
अंतरेण न गंतव्यं हरस्य वृषभस्य च ॥ ५ ॥

બે બ્રાહ્મણ, બ્રાહ્મણ અને અગ્નિ, સ્રી તથા તેનો પતિ, સ્વામિ અને સેવક, એટલાં બે બે જણ; તથા શંકર અને તેનો પોઠીઓ તેના વચમાંથી ચાલવું નહીં.

पादाभ्यां न स्पृशेदग्निं गुरुं ब्राह्मणमेव च ॥
नैव गां न कुमारीं च न वृद्धं न शिशुं तथा ॥ ६ ॥

અગ્નિ, ગુરૂ, બ્રાહ્મણ, ગાય, કુંવારી છોકરી, વૃદ્ધ પુરૂષ,

અને બાળક એટલાંને પગથી સ્પર્શ ન કરવો. 'કદી અજાણ-તાં સ્પર્શ થાય તો તેને નમસ્કાર કરવો એમ શાસ્ત્રમાં કહ્યુંછે.'

**शकटात् पंचहस्तेन दशहस्तेन वाजिनः ॥**
**हस्तिहस्तसहस्रेण देशत्यागेन दुर्जनात् ॥ ७ ॥**

ગાડાંથી પાંચ હાથ છેટું રહેવું, ઘોડાથી દશ હાથ, હાથી-થી હજાર હાથ અને દુર્જનથી તો દેશ ત્યાગ કરીને વિદેશમાં રેહેવું શ્રેષ્ઠ છે.

**हस्ती अंकुशमात्रेण वाजी हस्तेन ताड्यते ॥**
**शृंगी लकुटहस्तेन खड्गहस्तेन दुर्जनः ॥ ८ ॥**

હાથીને અંકુશથી દંડ કરી વશ કરવો, ઘોડાને હાથથી મારી વશ કરવો, શીંગડાવાળાં પ્રાણીને લાકડી હાથમાં લેઇ તાડન કરી વશ કરવાં, અને નઠારા મનુષ્યને તો તરવાર હાથમાં લેઇ દંડકરી વશ કરવો.

**तुष्यन्ति भोजने विप्रा मयूरा घनगर्जिते ॥**
**साधवः परसंपत्तौ खलाः परविपत्तिषु ॥ ९ ॥**

ભોજન મળવાથી બ્રાહ્મણો પ્રસન્ન થાય છે, મેઘની ગર્જના સાંભળી મોર પ્રસન્ન થાયછે, બીજાં મનુષ્યને સંપત્તિ પ્રાપ્ત થવાથી સાધુ પુરૂષો ઘણા આનંદ પામે છે, અને બીજાં મનુ-ષ્યને વિપત્તિ પડે તેથી ખલ પુરૂષો આનંદ પામેછે.

**अनुलोमेन बलिनं प्रतिलोमेन दुर्जनम् ॥**
**आत्मतुल्यबलं शत्रुं विनयेन बलेन वा ॥ १० ॥**

આપણો બલવાન શત્રુ હોય તેને અનુકૂળ પડે તેવાં આચ-રણ કરી વશ કરવો, નઠારા શત્રુને પ્રતિકૂળ પડે તેવાં આચર-

ણથી વશ કરવો, અને પોતાના સમાન બળવાળા શત્રુને નમ્ર-તા તથા બળ એ બંને વાંનાં વાપરી વશ કરવો.

**बाह्वोर्वीर्यं बलं राज्ञो ब्राह्मणोब्रह्मविद्बली ॥**
**रूपयौवनमाधुर्यं स्त्रीणां बलमनुत्तमम् ॥ ११ ॥**

હાથમાં પરાક્રમ એ રાજાનું બળછે, બ્રહ્મવિત્પણું એ બ્રાહ્મ-ણનું પરાક્રમ છે, અને સુંદર રૂપ, યુવાવસ્થા, તથા મધુરતા; એ સ્ત્રીઓનું ઉત્તમોત્તમ બળ છે.

**नात्यंतं सरलैर्भाव्यं गत्वा पश्य वनस्थलीम् ॥**
**छिद्यंते सरलास्तत्र कुब्जास्तिष्ठंति पादपाः ॥ १२ ॥**

મનુષ્યે અત્યંત સરલપણું ન રાખતાં કંઇક ક્રોધયુક્ત રેહેવું યોગ્ય છે. અત્યંત સરલપણું રાખવાથી કેવી અવસ્થા થાયછે તે વનમાં જઇને જુવો. કેમકે વનમાં જેટલા સીધા એટલે સરલ વૃક્ષો છે તેને સર્વ લોક કાપી નાખે છે. પણ જે વાંકા ચુંકાં છે તેને છોડી દેછે. કારણ કે તે કાપતાં કષ્ટ પડે છે. અર્થાત્ વ્યવહારમાં ઘણું સરલપણું ન રાખતાં જરા ક્રોધ યુક્ત રેહેવાથી આપણને ઘણા લોકો પીડા આપી દબાવી નહીં શકે.

**यत्रोदकं तत्र वसंति हंसा, स्तथैव शुष्कं परिवर्जयंति ॥**
**न हंसतुल्येन नरेण भाव्यं, पुनस्त्यजंते पुनराश्रयंते॥१३॥**

જ્યાં જળ હોય ત્યાં હંસ જઇને નિવાસ કરે છે. અને જ્યાં જળ સૂકાય જાય છે તે સ્થાનનો ત્યાગ કરે છે. તેમ મનુષ્યે હંસનો દાખલો લેઈ એકજ સ્થાનનો વારે વારે આશ્રય તથા ત્યાગ ન કરવો. અર્થાત્ સારી સ્થિતિમાં જેનો આશ્રય કરવો તેને માઠી સ્થિતિમાં છોડી ન દેવો પણ નિરંતર સહાય ભૂત થઇને રેહેવું.

**उपार्जितानां वित्तानां त्यागएव हि रक्षणम् ॥**
**तडागोदरसंस्थानां परिस्रव इवांभसाम् ॥ १४ ॥**

શ્રમ કરીને ઉત્પન્ન કરેલા દ્રવ્યને સત્કર્મમાં વાપરવું તેનુંજ નામ રક્ષણ છે. જેમ તળાવમાં ભરેલાં જળને નીક કરી વેહેતું રાખવાથીજ નિર્મળતા પ્રાપ્ત થાય છે ને તે-સર્વને ઉપયોગ લાયક થાય છે. તેમ ધનનો સદુપયોગ કરવાથી સત્કીર્તિને સુખ મળે છે.

**यस्यार्थस्तस्य मित्राणि यस्यार्थस्तस्य बांधवाः ॥**
**यस्यार्थः सपुमान्लोके यस्यार्थः सच जीवति ॥ १५ ॥**

જેની પાસે દ્રવ્ય હોય છે તેના મિત્રો પણ ઘણા થાય છે, જેની પાસે ધન છે તેના કુટુંબીઓ પણ ઘણા થાય છે, જેની પાસે ધન છે તે આ લોકમાં મોટો પુરૂષ ગણાય છે, અને જેની પાસે ધન છે તેજ સુખથી જીવે છે. અર્થાત્ દ્રવ્યનું સંપાદન કરવું.

**स्वर्गस्थितानामिह जीवलोके चत्वारि चिन्हानि वसंति-देहे ॥ दानप्रसंगो मधुरा च वाणी देवार्चनं ब्राह्मण-तर्पणं च ॥ १६ ॥**

આ લોકમાં જેમનુષ્યમાં દાન દેવાનો સ્વભાવ, મધુરવાણી, દેવતાના પૂજનમાં ભાવના, અને બ્રાહ્મણોને તૃપ્ત કરવાની ઈચ્છા, એટલાં ચાર ચિન્હો જોવામાં આવે તે સ્વર્ગમાં વાસ કરનાર છે. એમ અનુમાન કરવું. અર્થાત્ જે પુરૂષે સ્વર્ગ-માં વાસકરી પોતાના પુણ્યની વાસનાને અનુસાર આ લોકમાં વાસ કર્યો હોય તેમાં, આવાં લક્ષણો વર્તે છે. બીજામાં નહી.

**अत्यंतकोपः कटुका च वाणी दरिद्रता बंधुजनेषु वैरम् ॥ नीचप्रसंगः कुलहीनसेवा चिन्हानि देहे नरकस्थिता-नाम् ॥ १७ ॥**

ઘણો ક્રોધ, કડવી વાણી, દરિદ્રીપણું, પોતાનાં સગાં સાથે શત્રુતા, નીચમનુષ્યની સંગતિ, અને ઉતરતી પંક્તિનાં મનુષ્યોની સેવા; આટલાં ચિન્હો જે પુરૂષના શરીરમાં વર્તમાન હોય તે નરકમાં વાસકનાર છે, એમ અનુમાન કરવું. તાત્પર્ય કે તે પુરૂષ નરકમાંથી વાસકરી આલોકમાં જન્મેલો છે. અથવા હવે પછી વાસ કરશે, એમ જાણવું.

**गम्यते यदि मृगेंद्रमंदिरं लभ्यते करिकपोलमौक्तिकम् ॥ जंबुकालयगते च लभ्यते वत्सपुच्छखरचर्मखंडनम् ॥१८॥**

જો કોઈ મનુષ્ય સિંહના રેહેઠાણમાં જશે, તો ત્યાં તેને હાથીના ગંડસ્થળમાંથી ઉત્પન્ન થયેલાં મોતી મળશે; પણ શિયાળના રેહેઠાણમાં જશે તો વાછરડાનાં પુંછ અથવા ગધેડાના ચાંમડાના કડકા મળશે. મતલબ કે સારા સ્થલમાં જવાથી સારૂં ફળ અને નઠારા સ્થાનમાં જવાથી નઠારૂં ફળ મળેછે.

**शुनः पुच्छमिव व्यर्थं जीवितं विद्यया विना ॥ न गुह्यगोपने शक्तं न च दंशनिवारणे ॥ १९ ॥**

જેમ કૂતરાનું પૂંછડું ગુહ્ય ભાગને ઢાંકવા કે મચ્છર માખી વગેરેને ઉડાડવાને કામ આવતું નથી અર્થાત્ વ્યર્થ છે. તેમ વિદ્યા વિના પુરૂષનું જીવતર પણ વૃથા છે. કારણ કે વિદ્યા વિના આ લોકમાં કોઇ પણ પુરૂષાર્થ સંપાદન થતો નથી અને આયુષ વૃથા જાય છે.

**वाचां शौचं च मनसः शौचमिंद्रियनिग्रहः ॥**
**सर्वभूतदयाशौचमेतच्छौचं परार्थिनाम् ॥ २० ॥**

વચનની શુદ્ધતા, મનનુ નિર્મળપણું, ઇંદ્રિઓનો નિગ્રહ, સર્વ ભૂત પ્રાણી ઉપર કરૂણા, અને પવિત્રતા; આટલા ગુણ પર કલ્યાણ કરનારા પુરૂષને વિશુદ્ધિ રૂપ છે. અર્થાત્ આટલા ગુણ મેળવનાર બીજાનું કલ્યાણ, તથા પોતાની મોક્ષ ગતિ, મેળવવાને સમર્થ થાય છે.

**पुष्पे गंधं तिले तैलं काष्ठे वन्हि पयोघृतम् ॥**
**इक्षौ गुडं तथा देहे पश्यात्मानं विवेकतः॥ २१ ॥**

પુષ્પમાં સુગંધ, તલમાં તેલ, લાકડામાં અગ્નિ, (દૂધમાં ઘી, અને શેરડીમાં ગોળ, જેમ અદૃષ્ય રૂપે રહેલાં છે; તેમ આદેહમાં આત્મા પણ અદૃષ્ય રૂપે રહેલો છે. તેને સુજ્ઞ પુરૂષે જડ ચૈતન્ય નો વિવેક કરી અપરોક્ષ કરવો. (પ્રત્યક્ષ કરવો!)

**इतिवृद्धचाणाक्यनीतिदर्पणे सप्तमोऽध्यायः ॥ ७ ॥**

---

**अधमा धनमिच्छंति धनं मानं च मध्यमाः ॥**
**उत्तमा मानमिच्छंति मानोहि महतां धनम् ॥ १ ॥**

અધમ પુરૂષો ધનનેજ ઈચ્છે છે, મધ્યમ પુરૂષો માન તથા ધન એ બેઉને ઈચ્છે છે, અને ઉત્તમ પુરૂષો ધનની અપેક્ષા ન રાખતાં માત્ર માનનીજ ઇચ્છા રાખે છે. કેમકે મહાત્મા પુરૂષો માનનેજ ધન રૂપ માને છે.

इक्षुरापः पयोमूलं तांबूलं फलमौषधम् ॥
भक्षयित्वापि कर्त्तव्या स्नानदानादिका क्रिया ॥ २ ॥

શેરડી, જળ, દૂધ, કંદમૂળ, નાગર વેલનાં પાન, ફળ, અને ઔષધ; એટલા પદાર્થ ખાધાપછી પણ નહાવા ધોવા તથા દાન દેવા વગેરે સત્કર્મોની ક્રિયા કરવી યોગ્ય છે. અર્થાત્ શાસ્ત્રમાં તેમ કરવાથી દોષ નથી કહ્યો.

दीपोभक्षयते ध्वांतं कज्जलं च प्रसूयते ॥
यदन्नं भक्ष्यते नित्यं जायते तादृशी प्रजा ॥ ३ ॥

જેમ દીવો અંધકારનું ભક્ષણ કરે છે અને કાજળને ઉત્પન્ન કરેછે તેમ જે માણસ જેવા પ્રકારનું અન્ન નિત્ય ભક્ષણ કરે છે, તેવી તેની સંતતિ ઉત્પન્ન થાય છે.

वित्तं देहि गुणान्वितेषु मतिमन्नान्यत्र देहि क्वचित् ॥
प्राप्तं वारिनिधेर्जलं घनमुखे माधुर्ययुक्तं सदा ॥
जीवान्स्थावरजंगमांश्च सकलान्संजीव्य भूमंडलम् ॥
भूयः पश्य तदेवकोटिगुणितं गच्छंतमम्भोनिधिम् ॥४॥

હે બુદ્ધિવાન્ પુરૂષો! તમે ગુણવાન જનોને ધન આપો. ગુણરહિતને કદાપિ પણ ન આપો. જેમ સમુદ્રમાંથી મેઘના મુખમાં પ્રાપ્ત થયેલું જળ સદા મધુરતાને ધારણ કરે છે, અને તે સર્વ પૃથ્વી ઉપર પડી જડચૈતન્યાત્મક સર્વ જીવોને અને ભૂમંડળને જીવનવાળું કરીને, પાછું કોટીગણું વૃદ્ધિ પામીને, તેજ સમુદ્રમાં જાય છે. તેમજ ગુણવાનને આપેલું દ્રવ્ય પણ મેઘના જળની પેઠે અનેક જીવોના કલ્યાણનું હેતુ થઇ આપનારનાં સુખ, કીર્તિ, ને પુણ્યની વૃદ્ધિ કરે છે.

**चांडालानां सहस्रैश्च सूरिभिस्तत्वदर्शिभिः ॥**
**एकोहि यवनः प्रोक्तोन नीचोयवनात्परः ॥ ५ ॥**

વિદ્વાન્ તત્વવેત્તા પુરૂષોએ, હજારો ચાંડાળ સરખો એક યવન કહેલો છે માટે યવનથી ઉતરતી પંક્તિની બીજી કોઇ જાતિ નથી. અર્થાત્ તેની સાથે જેમ બને તેમ થોડો વ્યવહાર તથા સંગતિ રહે તેમ કરવું.

**तैलाभ्यंगे चिताधूम्रे मैथुने क्षौरकर्मणि ॥**
**तावद्भवति चांडालो यावत्स्नानं समाचरेत् ॥ ६ ॥**

શરીરે તેલ ચોળ્યા પછી, ચિતાનો ધૂમાડો લીધા પછી, મૈથુન કર્યા પછી, અને હજામત કરાવ્યાપછી ; જ્યાં લગણ પુરૂષ નહાતો નથી ત્યાંસુધી ચાંડાળ સરખો અપવિત્ર ગણાય છે. નાહ્યા પછી શુદ્ધ થાય છે.

**अजीर्णे भेषजं वारि जीर्णे वारि बलप्रदम् ॥**
**भोजने चामृतं वारि भोजनांते विषप्रदम् ॥ ७ ॥**

અજીર્ણમાં જળપાન ઔષધ સમાન ગુણ કરી અજીર્ણ મટાડે છે, અન્ન પાચન થયા પછી જળપાન કરવાથી બળ આપે છે, ભોજન કરતી વખતે જળપાન અમૃત સરખું ગુણ આપે છે, અને ભોજન કર્યા પછી જળપાન ઝેરની પેઠે અવગુણ કરે છે.

**हतं ज्ञानं क्रियाहीनं हतश्चाज्ञानतोनरः ॥**
**हतं निर्नायकं सैन्यं स्त्रियोनष्टाह्यभर्तृकाः ॥ ८ ॥**

સદાચરણ વિના જ્ઞાન વૃથા છે, અજ્ઞાનથી મનુષ્ય હણાય છે, અર્થાત્ ઘણું દુઃખ પામે છે, સેનાપતિ વિના સૈન્ય હણાય

છે, અને પતિ વિના સ્ત્રી હણાય છે. અર્થાત્ પતિ વિના સ્ત્રીનું જીવતર મૃત સમાન છે.

**वृद्धकाले मृता भार्या बंधुहस्तगतं धनम् ॥**
**भोजनं च पराधीनं तिस्रः पुंसां विडंबनाः ॥ ९ ॥**

વૃદ્ધાવસ્થામાં સ્ત્રીનું મૃત્યુ થવાથી, ભાઇઓના હાથમાં દ્રવ્ય જવાથી, અને પારકાના તાબામાં રહી અન્ન ખાવાથી, આ ત્રણ વાતથી પુરૂષને ઘણું દુઃખ થાય છે.

**अग्निहोत्रं विना वेदा न च दानं विना क्रिया ॥**
**न भावेन विना सिद्धिः तस्माद्भावोहि कारणम् ॥ १० ॥**

અગ્નિહોત્ર કર્યા વિના વેદનું અધ્યયન વૃથા જાય છે, દાન વગર યજ્ઞાદિક ક્રિયા બનતી નથી, અને ભાવના એટલે ભક્તિ વિના કોઇ પણ કાર્યની સિદ્ધિ થતી નથી. માટે ભાવજ સર્વેનું કારણ છે એટલે ફળ દાતા છે.

**न देवोविद्यते काष्ठे न पाषाणे न मृन्मये ॥**
**भावे हि विद्यते देवस्तस्माद्भावोहि कारणम् ॥ ११ ॥**

કાષ્ઠ, પાષાણ, અને મૃત્તિકાની મૂર્તિમાંજ પરમાત્મા વિદ્યમાન છે તેમજ નહીં પરંતુ પરમાત્મા ભક્તિમાં પણ વિદ્યમાન છે. વાસ્તે ભક્તિજ સર્વનું કારણછે અર્થાત્ મૂર્ત્તિ પૂજન કરતાં ભક્તિ કરવી શ્રેષ્ઠ છે.

**शांतितुल्यं तपोनास्ति न संतोषात्परं सुखम् ॥**
**न तृष्णायाः परोव्याधिर्न च धर्मोदयापरः ॥ १२ ॥**

શાંતિ રાખવી તેના સમાન બીજું તપ નથી, સંતોષ સમાન બીજું કોઇ પરમ સુખ નથી, તૃષ્ણા સમાન બીજી કોઈ પીડા

નથી, અને દયા સમાન બીજો કોઇ ધર્મ નથી. અર્થાત્ શાંતિ એજ પરમ તપ, સંતોષ એજ પરમ સુખ, તૃષ્ણા એજ મહા પીડા, તથા દયા એજ પરમ ધર્મ છે.

**क्रोधोवैवस्वतोराजा तृष्णा वैतरणी नदी ॥**
**विद्या कामदुघा धेनुः संतोषोनंदनं वनम् ॥ १३ ॥**

ક્રોધ યમરાજા સરખો છે, તૃષ્ણા વૈતરણી નદી સમાન છે, વિદ્યા કામધેનુ સરખી છે, અને સંતોષ દેવતાઓના નંદનવન જેવો છે, અર્થાત્ ક્રોધ, અને તૃષ્ણા, દુઃખદાઈ છે, વિદ્યા, મનવાંછિત ફળને આપનારી છે, અને સંતોષ આનંદ દાયક છે.

**गुणोभूषयते रूपं शीलं भूषयते धनम् ॥**
**सिद्धिर्भूषयते विद्यां भोगोभूषयते धनम् ॥ १४ ॥**

સારા ગુણ રૂપને શોભા આપે છે, શીલ કુળને દીપાવે છે, સિદ્ધિ વિદ્યાને શોભાવે છે, અને વૈભવ ધનને શોભાવે છે.

**निर्गुणस्य हतं रूपं दुःशीलस्य हतं कुलम् ॥**
**असिद्धस्य हता विद्या अभोगेन हतं धनम् ॥ १५ ॥**

જેનામાં ગુણ નથી તેનું સારૂં રૂપ હોય તોપણ વૃથા છે, નઠારા શીલવાળ પુરૂષનું કુળ સારૂં હોય તો પણ નિંદાય છે. સિદ્ધિ પ્રાપ્ત થયા વિના પુરૂષની વિદ્યા નકામી છે, અને જે દ્રવ્યથી કંઈપણ સુખ ન પ્રાપ્ત થાય તો તે દ્રવ્ય પણ વૃથા છે.

**शुद्धं भूमिगतं तोयं शुद्धा नारी पतिव्रता ॥**
**शुचिः क्षेमकरोराजा संतोषी ब्राह्मणः शुचिः ॥ १६ ॥**

પૃથ્વી ઉપર પડેલું જળ શુદ્ધ ગણાય છે, પતિવ્રતા સ્ત્રી પવિત્ર ગણાય છે, લોકનું કલ્યાણ કરનાર રાજા પવિત્ર ગણાય છે, અને સંતોષવાન્ બ્રાહ્મણ પવિત્ર ગણાય છે.

**असंतुष्टा द्विजा नष्टाः संतुष्टाश्च महीभृतः ॥**
**सलज्जा गणिका नष्टा निर्लज्जाश्च कुलांगनाः ॥ १७ ॥**

અસંતોષી બ્રાહ્મણ નિંદિત ગણાય છે, સંતોષ રાખનાર રાજા નિંદિત ગણાય છે, લાજ રાખનાર વેશ્યા નિંદિત ગણાય છે, અને લાજ રહિત કુલવાન સ્ત્રી હોય તે પણ નિંદિત ગણાય છે.

**किं कुलेन विशालेन विद्याहीनेन देहिनाम् ॥**
**दुष्कुलं चापि विदुषोदेवैरपि सपूज्यते ॥ १८ ॥**

મનુષ્યનું કુળ જો વિસ્તીર્ણ હોય પરંતુ વિદ્યાહીન હોય, તો તેથી શો લાભ? નઠારૂં કુળ હોય પણ તેમાં ઉત્પન્ન થનાર વિદ્વાન્ પુરૂષો હોય તો, દેવતાઓ પણ તે કુલની પૂજા કરે છે. અર્થાત્ માન આપે છે અને વખાણે છે.

**विद्वान् प्रशस्यते लोके विद्वान् सर्वत्र गौरवम् ॥**
**विद्यया लभते सर्वं विद्या सर्वत्र पूज्यते ॥ १९ ॥**

સંસારમાં વિદ્વાન્ સર્વત્ર વખણાય છે, અને વિદ્વાનજ સર્વત્ર મોટાઇ પામે છે. વિદ્યાથી દુર્લભ વસ્તુ પણ સુલભ થાય છે અને વિદ્યાજ સર્વ સ્થાનકે પૂજાય છે. માટે વિદ્યા ગુણ સર્વ મનુષ્યે પ્રયત્ન કરી મેળવવો.

**रूपयौवनसंपन्ना विशालकुलसंभवाः ॥**
**विद्याहीना न शोभंते निर्गंधा इव किंशुकाः ॥ २० ॥**

સુંદર રૂપ હોય, યુવાન અવસ્થાથી યુક્ત હોય, અને વિસ્તીર્ણ કુળમાં ઉત્પન્ન થયેલા હોય, તો પણ વિદ્યાહીન પુરૂષો શોભતા નથી. જેમ ખાખરાંનાં ફુલ (કેસુડાં) ઘણાં સુંદર છતાં સુગંધ રહિત છે માટે શોભતાં નથી.

**मांसभक्षैः सुरापानै मूर्खैश्चाक्षरवर्जितैः ॥**
**पशुभिःपुरुषाकारैर्भाराक्रांतास्ति मेदिनी ॥ २१ ॥**

માંસ ખાનારા, મદીરા પીનાર, અને જેને એક પણ અક્ષર નથી આવડતો એવા કેવળ મૂર્ખ, એટલા જણ પુરૂષાકૃતિ પશુ જેવા છે. અને તેના ભારથી પૃથ્વી કેવળ પીડાવાળી છે. અર્થાત્ એવા પુરૂષો વૃથા ઉત્પન્ન થાય છે.

**अन्नहीनोदहेद्राष्ट्रं मंत्रहीनश्च ऋत्विजः ॥**
**यजमानं दानहीनो नास्ति यज्ञसमोरिपुः ॥ २२ ॥**

અન્ન દાન રહિત યજ્ઞ દેશનો દાહ કરે છે, મંત્ર રહિત યજ્ઞ ઋત્વિજનો દાહ કરે છે, અને દાન રહિત યજ્ઞ, યજમાનનો દાહ કરે છે. માટે અવિધિ પૂર્વક યજ્ઞ સમાન બીજો શત્રુ નથી અર્થાત્ યજ્ઞ બરાબર વિધિપૂર્વક કરવાથીજ સર્વ પુરૂષાર્થ મળે છે.

**इतिवृद्धचाणाक्यनीतिदर्पणे अष्टमोऽध्यायः ८ ॥**

---

**मुक्तिमिच्छसि चेत्तात विषयान् विषवत् त्यज ॥**
**क्षमार्जवदयातोषसत्यं पीयूषवद्भज ॥ १ ॥**

હે ભાઇ! મુક્તિ મેળવવાની તમને ઇચ્છા હોયતો, શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ને ગંધ; એ પાંચ વિષયને, વિષસમાન દુઃખ દાયક છે એમ જાણી છોડી દો. અને ક્ષમા, આર્જવ, દયા, સંતોષ અને સત્ય, એ સદ્ગુણોનું અમૃતની પેઠે સેવન કરો.

**परस्परस्य मर्माणि ये भाषंते नराधमाः ॥**
**तएव विलयं यांति वल्मिकोदरसर्पवत् ॥ २ ॥**

જે દુર્જનો એક બીજાનાં અંતઃકરણને દુઃખ થાય તેવાં (કડવાં) વચનો બોલેછે તે રાફડાના ઉંડા દરમાં પડીને સર્પ જેમ મરણ પામે છે તેમ નિશ્ચે નાશ પામે છે. અર્થાત્ મહા દુઃખ ભોગવે છે.

**गंधः सुवर्णे फलमिक्षुदंडे नाकारि पुष्पं खलु चंदनस्य ॥**
**विद्वान् धनाढ्यो नृपदीर्घजीवी धातुः पुरा कोऽपि न बु-**
**द्धिदोऽभूत् ॥ ३ ॥**

સુવર્ણને સુંગંધવાળું, શેરડીની ઉપર ફળ, ચંદનના વૃક્ષ ઉપર ફુલ, વિદ્વાન દ્રવ્ય વાળો, અને રાજા ધણી આયુષવાળો; એટલાં વાનાં વિધાતા (સૃષ્ટિ રચનાર પરમાત્મા) એ, ન કર્યાં તેથી એમ અનુમાન થાય છે કે; તેને સૃષ્ટિ રચતિ વખત બુદ્ધિનો દેનાર કોઈ મળ્યો નહીં હોય !!

**सर्वौषधीनाममृता प्रधाना सर्वेषु सौख्येष्वशनं प्रधानम् ॥**
**सर्वेंद्रियाणां नयनं प्रधानं सर्वेषु गात्रेषु शिरः प्रधानम्॥४॥**

સર્વ ઔષધીમાં ગળો મુખ્ય છે, સર્વ સુખમાં ભોજનનું સુખ શ્રેષ્ઠ છે, સર્વ ઇંદ્રિયોમાં ચક્ષુ ઇંદ્રિય શ્રેષ્ઠછે, અને શરીરના સર્વે અવયવોમાં માથું શ્રેષ્ઠ છે.

**दूतोन संचरति खे न चलेच्च वार्ता पूर्वं न जल्पितमिदं न च संगमोस्ति ॥ व्योम्नि स्थितं रविशशिग्रहणं प्रशस्तं जानाति योद्विजवरः सकथं न विद्वान् ॥ ५ ॥**

આકાશમાં કોઈ દૂત જઈ શકતો નથી, તેમ ત્યાં વાત પણ ચાલી શક્તી નથી, આગળથી કોઈએ કહી મૂકેલું પણ

નથી, તેમ સંગમ પણ નથી, તેમ છતાં આકાશમાં થનારાં સૂર્ય ચંદ્રનાં ગ્રહણો પ્રસિદ્ધ રીતે જે બ્રાહ્મણો આગળથી જાણી કહી આપે છે. તેને વિદ્વાન કેમ ન કેહેવા ?

विद्यार्थी सेवकः पांथः क्षुधार्त्तोभयकातरः ॥
भांडारी प्रतिहारी च सप्त सुप्तान् प्रबोधयेत् ॥ ६ ॥

વિદ્યાર્થી, સેવક, પ્રવાસ કરનાર, ભૂખથી પીડાયેલ, ભયથી દુઃખી, દ્રવ્યનો રક્ષક, અને બારણા આગલ ચોકી કરનાર ; એ સાત જણને ઉંઘતા જોઈને જાગૃત કરવા.

अहिं नृपं च शार्दूलं बृटिं च बालकं तथा ॥
परश्वानं च मूर्खं च सप्त सुप्तान् न बोधयेत् ॥ ७ ॥

સર્પ, રાજા, વાઘ, બૃટી નામનો જીવ, બાલક, બીજાનો કૂતરો, અને મૂર્ખ મનુષ્ય એ સાત જણને સુતાં હોય તો જાગૃત ન કરવાં, પણ સુવાજ દેવાં.

अर्थाधीताश्च यैर्वेदास्तथा शूद्रान्नभोजिनः ॥
ते द्विजाः किं करिष्यंति निर्विषा इव पन्नगाः ॥ ८ ॥

ધન ઉત્પન્ન કરવાસારૂ વેદ ભણનાર, અને શૂદ્રનું અન્ન ખાનાર, બ્રાહ્મણો; વિષ રહિત સર્પ જેમ કંઇ કરવાને સમર્થ થતો નથી, તેમ તે પણ પોતાની શક્તિ જણાવવાને અસમર્થ છે.

यस्मिन् रुष्टे भयं नास्ति तुष्टेनैव धनागमः ॥
निग्रहोऽनुग्रहोनास्ति सरुष्टः किं करिष्यति ॥ ९ ॥

જેના ક્રોધથી કોઇને ભય ઉત્પન્ન થતો નથી,, અને પ્રસન્નતાથી કંઇ ધન લાભ થતો નથી, અને જે કોઇને દંડ કરવાને કે કૃપા કરવાને સમર્થ નથી, તે રોષ કરી શું કરનાર છે. અર્થાત્ તેનો રોષ વૃથા છે.

निर्विषेणापि सर्पेण कर्तव्या महती फणा ॥
विषमस्तु नचाप्यस्तु फटाटोपोभयंकरः ॥ १० ॥

વિષ રહિત સર્પે પણ લોકોને ભય ઉત્પન્ન કરવા સારૂ, પોતાની ફેણ પહોલી કરવી યોગ્ય છે, કેમકે વિષ હોય અથવા ન હોય પણ આડંબર ભય ઉત્પન્ન કરે છે. તાત્પર્ય કે મનુષ્યે છેકજ સરલ પણું ન રાખતાં કંઇક દંભ રાખવો.

प्रातर्द्यूतप्रसंगेन मध्यान्हे स्त्रीप्रसंगतः ॥
रात्रौ चौरप्रसंगेन कालोगच्छति धीमताम् ॥ ११ ॥

પ્રાતઃકાળે ઘૂતના પ્રસંગથી એટલે મહાભારતનું શ્રવણ કરીને, બુદ્ધિમાન પુરૂષ કાળક્ષેપ કરે છે. મધ્યાનકાળે સ્ત્રીના પ્રસંગથી એટલે રામાયણનું શ્રવણ કરીને, બુદ્ધિમાન કાળક્ષેપ કરે છે. અને રાત્રે ચોરના પ્રસંગથી એટલે શ્રીભાગવતનું શ્રવણ કરી બુદ્ધિમાન પુરૂષ કાળક્ષેપ કરે છે. તાત્પર્ય કે, મહાભારતનું શ્રવણ કરવાથી ઘૂત, એ કલહ અને છળતાનું ઘર છે એવો નિશ્ચય થાય છે, માટે તેથી દૂર રહી સત્કર્મમાં પ્રવૃત્તિ થાય છે. રામાયણનું શ્રવણ કરવાથી પર સ્ત્રીપર કુદૃષ્ટિ કરવાથી, સ્ત્રી, પુત્ર, દ્રવ્ય, અને રાજ્યનો નાશ થાય છે, એવો સ્પષ્ટ દાખલો મળે છે. ભાગવતના શ્રવણથી વૈરાગ્ય, જ્ઞાન, અને મહાત્મા પુરૂષોના ઉત્તમ વ્યવહારનું અંતઃકરણમાં ચિત્ર પડે છે, તેથી ઈંદ્રિયનો નિગ્રહ થાય છે ને મન વશ રહે છે.

स्वहस्तग्रथिता माला स्वहस्तघृष्ट चंदनम् ॥
स्वहस्तलिखितं स्तोत्रं शक्रस्यापि श्रियं हरेत् ॥ १२ ॥

પોતાના હાથથી ગુંથેલી માળા (પેહેરવાથી), પોતાના હાથથી ઘસેલું ચંદન (કરવાથી), અને પોતાના હાથથી લ-

એલા સ્તોત્રનો પાઠ (કરવાથી) એ ઈંદ્રની પણ લક્ષ્મીનું હ-રણ કરે છે. આ શ્લોકનું તાત્પર્ય એવું હોવું જોઈએ કે પોતાના હાથથી ગુંથેલી માળા, ઘસેલું ચંદન, અને લખેલું સ્તોત્ર દેવતા અથવા પૂજ્ય પુરૂષને અર્પણ કરી પછી વાપરવું. પણ પેહેલાં પોતે ન વાપરવું.

**इक्षुदंडास्तिलाः शूद्राः कांता कांचनमेदिनी ॥**
**चंदनं दधि तांबूलं मर्दनं गुणवर्धनम् ॥ १३ ॥**

શેરડી, તલ, શૂદ્ર, સ્ત્રી, સોનું, પૃથ્વી, ચંદન, દહીં, અને નાગરવેલનાં પાન; એટલાં વાનાંનું જેમ જેમ મર્દન કરીએ તેમ તેમ અધિક અધિક ગુણ દેવાવાળાં થાય છે. માટે તેનું વધારે મર્દન કરવું.

**दरिद्रता धीरतया विराजते, कुवस्त्रता शुभ्रतया विरा-जते ॥ कदन्नता चोष्णतया विराजते कुरूपता शीलतया विराजते ॥ १४ ॥**

દરિદ્રપણું ધૈર્યતાથી શોભે છે, સ્વચ્છતાથી નઠારૂં વસ્ત્ર પણ શોભે છે, નઠારૂં અન્ન હોય તોપણ ઉનું કરવાથી સારૂં લાગે છે, કુરૂપપણું હોય તોપણ શીળ સંયુક્ત હોય તો ઘણું શોભે છે.

**इतिवृद्धचाणाक्यनीतिदर्पणे नवमोऽध्यायः ॥ ९ ॥**

**॥ इतिपूर्वार्द्धं ॥**

---

## ॥ अथ उत्तरार्द्धः ॥

धनहीनो न हीनश्च धनिकः ससुनिश्चयः ॥
विद्यारत्नेन हीनोयः सहीनः सर्ववस्तुषु ॥ १ ॥

ધન વગરના પુરૂષને હીન એટલે ભાગ્ય રહિત ન ગણવો, પણ તે ધનવાનજ છે એમ જાણવું. પરંતુ વિદ્યારૂપિ રત્નથી જે પુરૂષ રહિત છે તે સર્વ વસ્તુમાં હીન એટલે અભાગ્યો છે તેમ જાણવું.

दृष्टिपूतं न्यसेत्पादं वस्त्रपूतं पिबेज्जलम् ॥
शास्त्रपूतं वदेद्वाक्यं मनःपूतं समाचरेत् ॥ २ ॥

જેથી પવિત્ર પૃથ્વી જોઈ તેના ઉપર પગ મુકવો, જળને ગાળી પવિત્ર કરી પીવું, શાસ્ત્રની રીતિ પ્રમાણે યથાર્થ બોલવું, અને મનને પવિત્ર લાગે અને અંતરાત્મા સાપૂરે તેવું પવિત્ર આચરણ કરવું.

सुखार्थीचेत्त्यजेद्विद्यां विद्यार्थीचेत्त्यजेत्सुखम् ॥
सुखार्थिनः कुतो विद्या सुखं विद्यार्थिनः कुतः ॥ ३ ॥

જો સુખની ઈચ્છા કરો તો વિદ્યાભ્યાસ છોડીદો, અને જો વિદ્યાની ઈચ્છા હોય તો સુખને દૂર કરો, સુખાર્થીને વિદ્યા ક્યાંથી? અને વિદ્યાર્થીને સુખ ક્યાથી? અર્થાત્ સુખને છોડ્યાવિના વિદ્યા મેળવી શકાતી નથી, માટે તાત્કાળિક સુખની અને મોજ મજાની ઇચ્છા છોડી, તનમનથી યત્ન કરી વિદ્યા મેળવવી.

**कवयः किन्न पश्यंति किन्न कुर्वंति योषितः ॥**
**मद्यपाः किन्न जल्पंति किन्न खादंति वायसाः ॥ ४ ॥**

મહાત્મા પુરૂષો જ્ઞાન દૃષ્ટિથી શું નથી જોઇ શકતા? સર્વ જુવે છે, સ્ત્રી શું કરી શકતી નથી? સર્વ કરી શકે છે. મદ્યપાન કરનાર શું નથી બકતો? મરજી પડે તે બકે છે. અને કાગડો શું ખાતો નથી? સર્વ પદાર્થ ખાય છે.

**रंकं करोति राजानं राजानं रंकमेवच ॥**
**धनिनं निर्धनं चैव निर्द्धनं धनिनं विधिः ॥ ५ ॥**

વિધાતા (પરમેશ્વર) ગરીબને રાજા, અને રાજાને ગરીબ બનાવે છે, માટે તે ક્રોધવાન થાય તો ધનવાનને નિર્ધન; અને પ્રસન્ન થાય તો નિર્ધનને ધનવાન કરવાને સમર્થ છે.

**लुब्धानां याचकः शत्रु मूर्खाणां बोधको रिपुः ॥**
**जारस्त्रीणां पतिः शत्रुश्चौराणां चंद्रमा रिपुः ॥ ६ ॥**

લોભી મનુષ્યને માગનાર શત્રુ જેવો લાગે છે, મૂર્ખ મનુષ્યને બોધદાતા શત્રુ જેવો લાગે છે, વ્યભિચારિણી સ્ત્રી પોતાનો પતિ શત્રુ સરખો લાગે છે, અને ચોરને ચંદ્રમા શત્રુ સરખો લાગે છે.

**येषां न विद्या न तपोन दानं न चापि शीलं न गुणोन धर्मः ॥ ते मृत्युलोके भुवि भारभूता मनुष्यरूपेण मृगा श्चरंति ॥ ७ ॥**

આ જગતમાં જન્મ ધરીને જે મનુષ્યે વિદ્યા સંપાદન ન કરી, તપ ન કર્યું, દાન ન દીધું, શીળ ન પાળ્યાં, ગુણ ન મેળવ્યા, અને ધર્મ પણ સંપાદન ન કર્યો; તે આ મૃત્યુ લોકમાં

અવતરીને કેવલ પૃથ્વીને ભાર દેવાવાળો છે અને મનુષ્યાકૃતિ મૃગ પશુની પેઠે ગતિ કરે છે.

**अंतःसारविहीनाना मुपदेशोन जायते ॥**
**मलयाचलसंसर्गान्न वेणुश्चंदनायते ॥ ८ ॥**

અંદરના સાર રહિત અર્થાત્ બુદ્ધિ રહિત પુરૂષને ઉપદેશ દેવાથી લાગતો નથી, જેમ મલય પર્વતના સંગથી અંદર સારહીન વાંસડો ચંદનરૂપ થતો નથી.

**पस्य नास्ति स्वयं प्रज्ञा शास्त्रं तस्य करोति किम् ॥**
**लोचनाभ्यां विहीनस्य दर्पणः किं करिष्यति ॥ ९ ॥**

જેને સ્વાભાવિક બુદ્ધિ નથી તેને શાસ્ત્રના બોધથી શું ફળ થવાનું ? જેમ આંધળા મનુષ્યની સામું દર્પણ ધરીએ તેનો તેને કશો પણ ઉપયોગ નથી તેમ બુદ્ધિ રહિત પુરૂષને જ્ઞાન દેવું તે નિષ્ફળ છે.

**दुर्जनं सज्जनं कर्त्तु मुपायोन हि भूतले ॥**
**अपानं शतधा धौतं नश्रेष्टमिंद्रियं भवेत् ॥ १० ॥**

દુર્જનને સજ્જન કરવાનો ઉપાય આ પૃથ્વી ઉપર નથી. જેમ ગુદા ઇંદ્રિયને સો વાર ધોવાથી પણ પવિત્ર ઇંદ્રિયની સાથે સમાનતા મેળવતું નથી તેમ નઠારો મનુષ્ય કોઇ રીતે સારા ગુણવાળો થતો નથી.

**आप्तद्वेषाद्भवेन्मृत्युः परद्वेषाद्धनक्षयः ॥**
**राजद्वेषाद्भवेन्नाशो ब्रह्मद्वेषात्कुलक्षयः ११ ॥**

મોટા પુરૂષનો દ્વેષ કરવાથી મૃત્યુ થાય છે. અર્થાત્ ઘણું દુઃખ થાય છે. શત્રુની સાથે દ્વેષ રાખવાથી ધનનો ક્ષય થાય

છે, રાજાની સાથે દ્વેષ કરવાથી સર્વનો નાશ થાય છે, અને બ્રાહ્મણની સાથે દ્વેષ કરવાથી કુળનો ક્ષય થાય છે, અર્થાત્ દ્વેષ કરવાથી કંઇ લાભ નથી.

**वरं वने व्याघ्रगजेंद्रसेविते द्रुमालये पत्रफलांबुसेवनम् ॥ तृणेषु शय्याशतजीर्णवल्कलं न बंधुमध्ये धनहीनजीवनम् ॥ १२ ॥**

વાઘ હાથી જેમાં રહેતા હોય, તેવા વનમાં ઝાડોની ઘટામાં નિવાસ કરી પાંદડાં, ફળ અને જળનું ભક્ષણ કરવું, અને ઘાસની પથારી કરી સુવું, તથા વનની છાલનાં સો ઠેકાણે છિદ્રવાળાં વસ્ત્ર પેહેરવાં શ્રેષ્ટ છે, પણ ભાઈઓના સમાજમાં ધન રહિત જીવવું શ્રેષ્ટ નથી.

**विप्रोवृक्षस्तस्य मूलं च संध्या वेदः शाखा धर्मकर्माणि पत्रम् ॥ तस्मान्मूलं यत्नतोरक्षणीयं छिन्ने मूले नैव शाखा न पत्रम् ॥ १३ ॥**

બ્રાહ્મણ રૂપ એક વૃક્ષ છે. તે વૃક્ષનું મૂળ સંધ્યા છે, વેદ તેની ડાળો છે, ધર્મ અને કર્મ તેનાં પાત્રાં છે, માટે પ્રયત્ન કરીને આ સંધ્યા રૂપ મૂળનું સર્વદા રક્ષણ કરવું (અર્થાત્ બ્રાહ્મણે નિત્ય સંધ્યા કરવી) મૂળને કાપી નાંખવાથી ઝાડ, શાખા તથા પાતરાંનો નાશ થશે (સંધ્યા ન કરવાથી બ્રાહ્મણત્વ અને વેદાદિ સત્કર્મનો નાશ થશે,)

**माता च कमला देवी पिता देवो जनार्दनः ॥ बांधवा विष्णुभक्ताश्च स्वदेशो भुवनत्रयम् ॥ १४ ॥**

જે પુરૂષ પોતાની માને લક્ષ્મી સામાન ગણે છે, અને પિતાને વિષ્ણુ સમાન ધારી પૂજે છે, અને વિષ્ણુ ભક્તસમાન

પોતાના બાંધવોને ગણે છે. તેને સ્વદેશમાંજ ત્રણ ભુવન છે. બીજો અર્થ એમ થાય છે કે જે લક્ષ્મીને પોતાની માતા પ્રમાણે સેવે છે, વિષ્ણુની પોતાના પિતા સમાન ઘણી ભક્તિ કરે છે, અને વિષ્ણુ ભક્તને પોતાના બંધુ પ્રમાણે પ્રિય જાણે છે તેને પોતાના દેશમાં ત્રણ લોક છે.

**एकवृक्षसमारूढा रात्रौ नानाविहंगमाः ॥**
**प्रभाते दिक्षु दशसु का तत्र परिवेदना ॥ १५ ॥**

રાત્રીએ, એક વૃક્ષ ઉપર અનેક પ્રકારનાં પક્ષીઓ ભેળાં થાય છે, તે સવારે સર્વદિશા તરફ ઉડી જાય છે, તેનો શોક શો કરવો? અર્થાત્ આ જગતમાં કર્માનુસાર અનેક સંબધીઓ ભેગા થાય છે,અને પોતાને મળેલાં આયુષ પ્રમાણે જીવી દૈવ ઇચ્છાથી છુટાં પડે છે તેનો શોક શો કરવો ?

**बुद्धिर्यस्य बलं तस्य निर्बुद्धेश्च कुतोबलम् ॥**
**वने सिंहोमदोन्मत्तो जंबुकेन निपातितः ॥ १६ ॥**

જેને બુદ્ધિ છે તેને બળ છે, નિર્બુદ્ધિને બળ હોતું નથી, જેમ વનમાં રેહેનાર ઉન્મત્ત સિંહને શિયાળે માર્યો. અર્થાત્ બુદ્ધિ વગર બળ હોય તોપણ નિષ્ફળ છે કારણ કે તે બળનો ઉપયોગ થતો નથી. (આ પ્રમાણેની વાત પંચોપાખ્યાનમાં પ્રસિદ્ધ છે).

**का चिंता मम जीवने यदि हरिर्विश्वंभरो गीयते ॥**
**नो चेदर्भकजीवनाय जननीस्तन्यं कथं निःसरेत् ॥**
**इत्यालोच्य मुहुर्मुहु र्यदुपते लक्ष्मीपते केवलम् ॥**
**त्वत्पादांबुज सेवनेन सततं कालोमया नीयते ॥ १७ ॥**

એક વિષ્ણુ ભક્ત કહેછે કેઃ—મારે પોતાના જીવનને વાસ્તે

ચિંતા શા વાસ્તે કરવી જોઇએ? કારણ કે ભગવાન વિશ્વંભર (વિશ્વનું પાલન પોષણ કરનાર) કેહેવાય છે, માટે મારૂં પણ ભરણ પોષણ કરશે. જો એમ ન હોય તો બાલકના પોષણને સારૂ માતાના સ્તનમાંથી દૂધ કેમ નીસરે? આવો વિચાર વારંવાર કરીને, હે યાદવોના પતિ! હે લક્ષ્મી પતિ!! તમારા ચરણ કમળનું કેવળ સેવન કરવામાંજ નિરંતર મારો સમય રોકું છું.

**गीर्वाणवाणीषु विशिष्टबुद्धि स्तथापि भाषांतरलोलुपोहम् ॥**
**यथासुधायाममरेषु सत्यां स्वर्गांगनानामधरासवे रुचिः ॥१८॥**

જોકે સંસ્કૃત ભાષામાં વિશેષ જ્ઞાન છે, તોપણ બીજી ભાષા જાણવાની અભિલાષાવાળો હું છું. જેમ સ્વર્ગમાં અમૃત હોય છે છતાં દેવતાઓને અપ્સરાઓના અધરામૃતનું પાન કરવાની ઇચ્છા રહે છે.

**अन्नाद्दशगुणः पिष्टः पिष्टाद्दशगुणं पयः ॥**
**पयसोष्टगुणं मांसं मांसाद्दशगुणं घृतम् ॥ १९ ॥**

અન્ન કરતાં લોટમાં દશ ગણો ગુણ વધારે છે, લોટ કરતાં દુધમાં દશ ગણો ગુણ વધારે છે, દૂધ કરતાં માંસમાં આઠ ગણો ગુણ વધારે છે અને માંસ કરતાં ઘીમાં દશ ગણો ગુણ વધારે છે.

**शाकेन रोगावर्द्धते पयसा वर्द्धते तनुः ॥**
**घृतेन वर्द्धते वीर्यं मांसान्मांसं प्रवर्द्धते ॥ २० ॥**

શાક ખાવાથી રોગ વધે છે, દૂધ ખાવાથી શરીર પુષ્ટ થાય છે, ઘી ખાવાથી વીર્યની વૃદ્ધિ થાય છે, અને માંસ ખાવાથી માંસ વધે છે.

**इति वृद्धचाणाक्यनीतिदर्पणे दशमोऽध्यायः ॥ १० ॥**

**दातृत्वं प्रियवक्तृत्वं धीरत्वमुचितज्ञता ॥**
**अभ्यासेन न लभ्यंते चत्वारः सहजा गुणाः ॥ १ ॥**

ઉદારતા, પ્રિય બોલવું, ધીરતા, અને સમયસૂચકતા, એ અભ્યાસથી પ્રાપ્ત થતાં નથી, પરંતુ એ ચાર ગુણો સ્વાભાવિક રીતે મળે તેવા છે. અર્થાત્ સ્વભાવ સાથેજ ઉત્પન્ન થાય છે.

**आत्मवर्गं परित्यज्य परवर्गं समाश्रयेत् ॥**
**स्वयमेव लयं याति यथाराज्यमधर्मतः ॥ २ ॥**

જે મનુષ્ય પોતાની મંડળીનો પરિત્યાગ કરીને પારકી મંડળીનો આશ્રય કરે છે, તે અધર્માચરણથી જેમ રાજ્ય નાશ પામે છે, તેમ પોતાની મેળેજ નાશ પામે છે. અર્થાત્ પોતાના દોષથીજ પોતે દુઃખ મેળવે છે.

**हस्ती स्थूलतनुः सचांकुशवशः किं हस्तिमात्रोंकुशो ॥**
**दीपे प्रज्वलिते प्रणश्यति तमः किं दीपमात्रं तमः ॥**
**वज्रेणापि हताः पतंति गिरयः किंवज्रमात्रानगाः ॥**
**तेजोयस्य विराजते सबलवान् स्थूलेषु कःप्रत्ययः ॥ ३ ॥**

હાથી મોટાં શરીરવાળો છે, છતાં માત્ર અલ્પ અંકુશથી વશ થાય છે તેથી શું અંકુશ હાથી સમાન છે? ના. દીવાને પ્રગટ કરતાં અંધકાર સર્વ નાશ પામે છે તેથી શું અંધકાર દીવા સમાન છે? ના. અને વિદ્યુત પડવાથી મોટા પર્વતો ભાગી ભૂકા જેવા થઇ જાય છે તેથી શું વિદ્યુત સમાન પર્વતો છે? ના તેમ નહીં પણ જેનામાં તેજ વિરાજમાન છે તેજ બળવાન ગણાય છે મોટાઇ હોય કે ન હોય તેની જરૂર નથી.

**कलौ दश सहस्राणि हरिस्त्यजति मेदिनीम् ॥**
**तदर्द्धं जान्हवीतोयं तदर्द्धं ग्रामदेवता ॥ ४ ॥**

કળીયુગનાં દશ હજાર વર્ષ ગયાપછી વિષ્ણુ પૃથ્વીનો ત્યાગ કરે છે, પાંચ હજાર વર્ષ ગયા પછી ગંગા નદીના જળનું માહાત્મ્ય જાય છે, અને અઢી હજાર વર્ષ ગયા પછી ગ્રામ દેવતાનું માહાત્મ્ય ધટે છે.

**गृहासक्तस्य नो विद्या नो दया मांसभोजिनः ॥**
**द्रव्यलुब्धस्य नो सत्यं स्त्रैणस्य न पवित्रता ॥ ५ ॥**

ધરમાં પ્રીતી રાખનારને વિદ્યા પ્રાપ્ત થતી નથી, માંસાહારી મનુષ્યને દયા હોતી નથી, દ્રવ્યના લોભીને સત્યતા ગમતી નથી, અને વ્યભિચારીને પવિત્રતા પ્રાપ્ત થતી નથી.

**न दुर्जनः साधुदशामुपैति बहुप्रकारैरपि शिक्ष्यमाणः ॥**
**आमूलसिक्तः पयसा घृतेन न निम्बवृक्षोमधुरत्वमेति ॥ ६ ॥**

ધણા પ્રકારે બોધ આપવાથી પણ દુર્જન હોય તે સાધુતા પકડતો નથી, જેમ મૂળથી માંડીને પાંદડાં સુધી દૂધ અને ધીથી સિંચન કરતાં છતાં પણ લીમડાનું ઝાડ પોતાની કડવાશનો ત્યાગ કરી મધુરતા મેળવતું નથી.

**अंतर्गतमलोदुष्ट स्तीर्थस्नानशतैरपि ॥**
**न शुध्यति यथा भांडं सुरायादाहितं च यत् ॥ ७ ॥**

અંતઃકરણમાં રહેલાં પાપથી જે દુષ્ટ જન છે તે હજારો તીર્થમાં સ્નાન કરે તોપણ શુદ્ધ થતો નથી, જેમ મદિરા ભ-

રવાનું ઠામ અગ્નિમાં નાખી બાળવાથી પણ પવિત્રતા મેળવતું નથી. અર્થાત્ મનની શુદ્ધતા વિના તીર્થ સ્નાન વૃથા છે.

**न वेत्ति योयस्य गुणप्रकर्षं सतं सदा निंदति नात्र चित्रम् ॥ यथा किराती करिकुम्भलब्धां मुक्तां परित्यज्य बिभर्ति गुंजाम् ॥ ८ ॥**

જે જેના ગુણની ઉત્કૃષ્ટતાને જાણતો નથી, તે તેની સદા નિંદા કરે છે તેમાં આશ્ચર્ય પામવા જેવું નથી, જેમ ભિલડી હાથીના કુંભસ્થળમાંથી પ્રાપ્ત થતાં મોતીને છોડી દેઇને, ચણોઠીનો હાર કરી કોટમાં ધારણ કરે છે.

**ये तु संवत्सरं पूर्णं नित्यं मौनेन भुंजते ॥**
**युगकोटिसहस्रं ते स्वर्गलोके महीयते ॥ ९ ॥**

જે પુરૂષ એક વર્ષ પર્યંત જમતી વખતે મૌનપણું રાખે છે તે સહસ્ર કોટિ યુગ સુધી સ્વર્ગમાં પૂજા પામે છે. અર્થાત્ દેવતાઓ તેને માન આપે છે.

**कामक्रोधौ तथा लोभं स्वादु शृंगारकौतुके ॥**
**अतिनिद्रातिसेवे च विद्यार्थी ह्यष्ट वर्जयेत् ॥ १० ॥**

કામ, ક્રોધ, લોભ, સ્વાદવાળું ખાવાનું, શૃંગાર, રમત, ઘણી નિદ્રા અને સેવા; એ આઠ વાનાનું વિદ્યાર્થીએ સેવન ન કરવું (કારણ કે વિદ્યાભ્યાસ કરવામાં એ પ્રતિબંધ કરવાવાળાં છે માટે શરીર નિર્વાહક હોય તેટલાંનુંજ સેવન કરવું.)

**अकृष्टफलमूलानि वनवासरतिः सदा ॥**
**कुरुतेऽहरहः श्राद्धमृषिर्विप्रः स उच्यते ॥ ११ ॥**

વગર ખેડાયલી જમીનમાં ઉત્પન્ન થયેલાં ફળ મૂલનું ભ-

ક્ષણ કરનાર, સદા વનવાસમાં પ્રીતિ રાખનાર, અને પ્રતિદિન શ્રાદ્ધ કરનાર, બ્રાહ્મણ, તે ઋષિ કેહેવાય છે.

**एकाहारेण संतुष्टः षट्कर्मनिरतः सदा ॥**
**ऋतुकालाभिगामी च सविप्रोद्विज उच्यते ॥ १२ ॥**

એક વખત ભોજન કરી સંતુષ્ટ રેહેનાર, ષટ્ કર્મમાં (ભણવું ભણાવવું, યજ્ઞ કરવો કરાવવો, દાન દેવું લેવું,) નિરંતર પ્રીતિ રાખનાર અને ઋતુ સમયે સ્ત્રીનો સંગ કરનાર જે બ્રાહ્મણ તે દ્વિજ કેહેવાય છે.

**लौकिके कर्मणि रतः पशूनां परिपालकः ॥**
**वाणिज्यकृषिकर्मा यः सविप्रोवैश्य उच्यते ॥ १३ ॥**

સાંસારિક કર્મોમાં પ્રીતિવાળો, પશુઓનું પરિપાલન કરનાર, વ્યાપાર તથા ખેતી કરનાર જે બ્રાહ્મણ તે વૈશ્ય કહેવાય છે.

**लाक्षादितैलनीलीनां कौसुंभमधुसर्पिषाम् ॥**
**विक्रेता मद्यमांसानां सविप्रः शूद्र उच्यते ॥ १४ ॥**

લાખ વગેરે પદાર્થો, તેલ, નીલી (ગળી) પીતામ્બર, મધ, ઘી, મદિરા અને માંસ એ પદાર્થોને વેચનાર બ્રાહ્મણ તે શૂદ્ર કહેવાય છે.

**परकार्य विहंता च दांभिकः स्वार्थसाधकः ॥**
**छली द्वेषी मृदुः क्रूरोविप्रोमार्जार उच्यते ॥ १५ ॥**

બીજાનાં કામને બગાડવાવાળો, દાંભિક, પોતાની મતલબને સાધનાર, છળ કરનાર દ્વેષ કરનાર, મોઢેથી મીઠું બોલનાર, અને અંતઃકરણમાં ક્રૂરતા રાખનાર જે બ્રાહ્મણ તે બિલાડા સરખો ગણાય છે.

वापी कूपतडागाना मारामसुरवेश्मनाम् ॥
उच्छेदने निराशंकः सविप्रोम्लेच्छउच्यते ॥ १६ ॥

વાવ, કૂવા, તળાવ, બગીચા, અને દેવમંદિર એનું ઉચ્છેદન કરવામાં જે ભય રહિત છે; એવો બ્રાહ્મણ મ્લેચ્છ સમાન ગણાય છે.

देवद्रव्यं गुरुद्रव्यं परदाराभिमर्शनम् ॥
निर्वाहः सर्वभूतेषु विप्रश्चांडाल उच्यते ॥ १७ ॥

દેવતાનું ધન ને ગુરૂનું ધન, તેનું હરણ કરનાર, પારકી સ્રીનો સંગ કરનાર, અને સર્વ પ્રાણીમાં વિધિ નિષેધ રહિત નિર્વાહ કરનાર જે બ્રાહ્મણ તે ચાંડાલ સરખો કેહેવાય છે.

देयं भोज धनं धनं सुकृतिभिर्नो संचयस्तस्य वै ॥
श्रीकर्णस्य बलेश्च विक्रमपतेरद्यापि कीर्तिः स्थिता ॥
अस्माकं मधु दानभोगरहितं नष्टं चिरात् संचितम् ॥
निर्वाणादिति नैजपादयुगलं घर्षत्यहो मक्षिकाः ॥ १८ ॥

હે ભોજરાજા ! સુકૃતિ પુરૂષોને યોગ્ય છે કે તેમણે પોતાનું ધન સત્કાર્યમાં વાપરવું, અને સત્પાત્રને આપવું, પણ સંગ્રહ કરી રાખી ન મૂકવું. ધનનો યોગ્ય ઉપયોગ કરવાથીજ કર્ણરાજા, બળિરાજા, અને વિક્રમાજીતની કીર્તિ અદ્યાપિ પણ પ્રકાશિત છે. દાન ભોગ નહીં કરતાં ઘણા સમયથી સંચય કરેલું અમારૂં મધ નાશ પામ્યું એમ ધારી મધમાંખીઓ પોતાના પગોને ઘર્શીને પશ્ચાત્તાપ કરે છે. આ ઉપરથી સાર એ કે ધનને ભેળું ન કરતાં, યોગ્ય દાન ભોગ કરવો.

इतिवृद्धचाणाक्यनीतिदर्पणे एकादशोऽध्यायः॥११॥

---

**सानंदं सदनं सुतास्तु सुधियः कांता प्रियालापिनी ।**
**इच्छापूर्ति धनं स्वयोषिति रतिःस्वाज्ञापराः सेवकाः ॥**
**आतिथ्यं शिवपूजनं प्रतिदिनं मिष्टान्नपानं गृहे ।**
**साधोः संगमुपासते च सततं धन्योगृहस्थाश्रमः ॥ १ ॥**

જો આ લોકમાં મનુષ્યને આનંદયુક્ત ઘર મળે, સારી બુદ્ધિ વાળા પુત્ર હોય, મધુર ભાષિણી સ્ત્રી હોય, ઈચ્છાને અનુસાર દ્રવ્ય મળે, પોતાની સ્ત્રીમાંજ પ્રીતિ રહે, સેવકો આજ્ઞા પ્રમાણે વર્તનાર હોય, નિત્ય પ્રતિ અતિથીની સેવા અને શિવપૂજન થતું હોય, તથા પોતાના ઘરમાંજ સારૂં અન્ન જળ મળતું હોય, અને નિરંતર સત્પુરૂષોનો સમાગમ થતો હોય તો ગૃહસ્થા શ્રમ ધન્ય રૂપ છે.

**आर्तेषु विप्रेषु दयान्वितश्च यच्छ्रद्धया स्वल्पमुपैति दानम् ॥ अनंतपारं समुपैति राजन् यद्दीयते तन्न लभेद् द्विजेभ्यः ॥ २ ॥**

જે દયાવાન પુરૂષ દુર્બળ સ્થિતિવાળા બ્રાહ્મણને શ્રદ્ધાયુક્ત થોડું પણ દાન આપે છે, તે દેનાર પુરૂષ દાન દે છે તેના કરતાં તેનું અનંતગણું ફળ મેળવે છે. પણ જેટલું આપે છે તેટલુંજ નહીં. અર્થાત્ ગરીબને દાન દેવાથી અનંતગણું ફળ મળે છે.

**दाक्षिण्यं स्वजने दया परजने शाठ्यं सदा दुर्जने ।**
**प्रीतिः साधुजने स्मयः खलजने विद्वज्जने चार्जवम् ॥**
**शौर्यं शत्रुजने क्षमा गुरुजने नारीजने धूर्त्तता ।**
**इत्थं ये पुरुषाः कलासुकुशलास्तेष्वेव लोकस्थितिः ॥ ३ ॥**

પોતાનાં જનોમાં ડાહાપણ, બીજાં મનુષ્યો ઉપર કરૂણા, દુર્જન ઉપર દુષ્ટતા, સત્પુરૂષો ઉપર પ્રીતી, ખલજનોમાં અ-

ભિમાન, વિદ્વાનોની સાથે સરલતા, શત્રુઓમાં શૌર્ય, ગુરૂ જનમાં ક્ષમા અને સ્ત્રીઓમાં ધૂર્ત્તતા, (એવી રીતે પ્રસંગ પ્રાપ્ત ગુણ ધારણકરનાર) જે કળાકુશળ પુરૂષો છે તેથીજ લોક મર્યાદા સ્થિર રહી છે.

**हस्तौ दानविवर्जितौ श्रुतिपुटौ मारस्वतद्रोहिणौ।**
**नेत्रे साधुविलोकनेन रहिते पादौ न तीर्थं गतौ ॥**
**अन्यायार्जितवित्तपूर्णमुदरं गर्वेण तुंगं शिरो।**
**रे रे जंबुक! मुंच मुंच सहसा नीचस्य निंद्यं वपुः॥ ४ ॥**

જેના હાથ દાન રહિત છે, કાન વેદશાસ્ત્રના વિરોધી છે, નેત્ર સત્પુરૂષોનાં દર્શન રહિત છે, પગ તીર્થયાત્રામાં ગયા નથી, જેણે અનીતિ કરી દ્રવ્ય ભેળું કરી પેટ ભરેલું છે, અને જેનું માથું અહંકારને લીધે કદી કોઈને નમ્યુંજ નથી, એવા નીચ પુરૂષનું નિંદા કરવા યોગ્ય શરીર હે શિયાલ! તું પણ ભક્ષણ ન કરતાં છોડી દેજે. અર્થાત્ એવા પુરૂષના શરીરનું ભક્ષણ કરી તું પણ દોષિત થઈશ.

**येषां श्रीमद्यशोदासुतपदकमले नास्ति भक्तिर्नराणाम्।**
**येषामाभीरकन्याप्रियगुणकथने नानुरक्ता रसज्ञा ॥**
**येषां श्रीकृष्णलीलाललितरसकथासादरौ नैव कर्णौ।**
**धिक् तान् धिक् तान् धिगेतान् कथयति सततं कीर्त्तनस्थोमृदंगः ॥ ५ ॥**

જે પુરૂષોને શ્રીમદ્ યશોદાના પુત્ર શ્રીકૃષ્ણના ચરણારવિંદમાં ભક્તિ નથી, જેની જીભ આહીર કન્યાના પ્રિય કૃષ્ણ, ભગવાનના ગુણ ગાવાને પ્રીતીવાળી થતિ નથી, અને જેના

કાન તેવા ભગવાનનાં સુંદર ચરિત્ર યુક્ત રસવાળી કથા સાંભળવાને આદર સહિત નથી, તેને ધિક્કાર છે! ધિક્કાર છે!! ધિક્કાર છે!!! એમ કીર્તનમાં વાગતું મૃદંગ નિરંતર બોલે છે.

**पत्रं नैव यदा करीरविटपे दोषो वसंतस्य किम् ॥**
**नोलूकोऽप्यवलोकते यदिदिवा सूर्यस्य किं दूषणम् ॥**
**वर्षानैव पतंति चातकमुखे मेघस्य किं दूषणम् ॥**
**यत्पूर्वं विधिना ललाटलिखितं तन्मार्जितुं कः क्षमः ॥ ६ ॥**

કેરડાના ઝાડને પાંદડાં થતાં નથી તેમાં વસંતઋતુનો શો દોષ? ઘૂડ પક્ષી દિવસે દેખી શકતું નથી તેમાં સૂર્યનો શો દોષ? અને બાપૈયાના મુખમાં વર્ષાદનું જળ ન પડે તેમાં વર્ષાઋતુનો શો દોષ? અર્થાત્ કોઇનો દોષ નથી પણ પ્રથમથીજ વિધાતાએ જે લલાટમાં લખી રાખ્યું છે તે ટાળવાને કોણ સમર્થ છે?

**सत्संगाद्भवति हि साधुता खलानां साधूनां न हि खलसंगतः खलत्वम् ॥ आमोदं कुसुमभवं मृदेव धत्ते मृद्गंधं न हि कुसुमानि धारयंति ॥ ७ ॥**

સત્સંગ કરવાથી ખળ પુરૂષોમાં નિશ્ચે કરીને સાધુતા પ્રાપ્ત થાય છે, પરંતુ સાધુ પુરૂષોમાં ખળ પુરૂષની સંગતિથી કદી ખળપણું આવતું નથી, જેમ પુષ્પના ગંધને, સંગમાં રેહેનાર માંટી ગ્રહણ કરે છે, પણ મૃત્તિકાના ગંધને પુષ્પ લેતું નથી.

**साधूनां दर्शनं पुण्यं तीर्थभूताहि साधवः ॥**
**कालेन फलति तीर्थं सद्यः साधुसमागमः ॥ ८ ॥**

સત્પુરૂષોનાં દર્શનજ પુણ્યરૂપ છે, કારણ કે સાધુ પુરૂષો પોતેજ તીર્થરૂપ છે. કેમકે તીર્થ તો સમય વિત્યે ફળદાતા

થાય છે પરંતુ સાધુનો સમાગમ તો તત્કાળ ફળ આપે છે. અર્થાત્ સાધુ સમાગમ તીર્થ કરતાં શ્રેષ્ઠ અને દૃષ્ટ ફળદાતા છે.

**विप्रास्मिन्नगरे महान् वसति कस्तालद्रुमाणां गणः ।**
**कोदाता रजकोददाति वसनं प्रातर्गृहीत्वा निशि ॥**
**कोदक्षःपरदारवित्तहरणे सर्वोऽपि दक्षोजनः ।**
**कस्माज्जीवसि हेसखे विषकृमिन्यायेन जीवाम्यहम् ॥९॥**

કોઇ એક પ્રવાસી મનુષ્યે એક બ્રાહ્મણને પૂછ્યું કે હે બ્રાહ્મણ! આ શિહેરમાં કોઇ મોટો પુરૂષ રહે છે? બ્રાહ્મણ–તાડનાં ઝાડનો ગણ મોટો છે. પ્રવાસી–દાતા–(દાન દેવાવાળો) કોઇ છે? બ્રાહ્મણ–હા, ધોબી છે, તે સવારમાં લૂગડાં ધોવાસારૂ લેઇ જાય છે અને સાંઝે પાછાં આપી જાય છે. પ્રવાસી–કોઇ ડાહ્યો માણસ છે? બ્રાહ્મણ–હા, પારકી સ્ત્રી અને પરધન હરણ કરવામાં સર્વે ડાહ્યા છે. પ્રવાસી–આવા ગામમાં તું કેવી રીતે જીવે છે? બ્રાહ્મણ–જેમ ઝેરનો જીવ ઝેરમાં જીવે છે તેમ હું પણ આ ગામમાં જીવું છું. અર્થાત્ કાળક્ષેપ કરૂં છું.

**न विप्रपादोदककर्दमानि न वेदशास्त्रध्वनिगर्जितानि ॥**
**स्वाहास्वधाकारविवर्जितानि श्मशानतुल्यानि गृहाणितानि ॥ १० ॥**

જે ઘરોમાં બ્રાહ્મણોના પગના જળથી કાદવ થયો નથી, અર્થાત્ ઘણા બ્રાહ્મણ જ્યાં ભોજન કરતા નથી, અને જે ઘરોમાં વેદશાસ્ત્રના ધ્વનિની ગર્જના થઇ નથી, તથા સ્વાહા, (દેવતાને હોમ વખતે અપાતી આહુતિ) સ્વધા, (પિતૃઓને

હોમમાં દેવાતી આહુતિ)થી જે ઘરો વર્જીત છે. તે મસાણ સરખાં સમજવાં.

**सत्यं माता पिता ज्ञानं धर्मोभ्राता दया सखा ॥**
**शांतिः पत्नी क्षमा पुत्रः षडेते मम बांधवाः ॥ ११ ॥**

કોઇ એક મહાત્મા પુરૂષને કોઇ સંસારી મનુષ્યે પૂછ્યું કે તમારે માતા, પિતા, ભાઇ, મિત્ર, અને સ્ત્રી પુત્ર છે કે નહીં? ત્યારે મહાત્મા પુરૂષે કહ્યું કે—સત્ય મારી માતા છે, અર્થાત્ તેનું સેવન હું માતાની પેઠે કરૂં છું. જ્ઞાન મારો પિતા છે, ધર્મ મારો ભાઇ છે, દયા મારો મિત્ર છે, શાંતિ મારી સ્ત્રી છે, અને ક્ષમા મારો પુત્ર છે, તાત્પર્ય કે આ છ મારાં કુટુંબી છે. કેમકે સાંસારિક જેટલાં સંબંધિઓ છે તે પરિણામે દુ:ખનાં હેતુ, અને ક્ષણભંગુર છે. પરંતુ ઉપર ગણાવેલાં સંબંધિયો પરીણામે પરમાનંદનાં હેતુ અને મોક્ષ દાતા છે. (આમ કહી મહાત્મા પુરૂષે અજ્ઞ મનુષ્યોને બોધ આપેલો છે.

**अनित्यानि शरीराणि विभवोनैव शाश्वतः ॥**
**नित्यं सन्निहितोमृत्युः कर्त्तव्योधर्मसंग्रहः ॥ १२ ॥**

શરીર ક્ષણભંગુર છે, સાંસારિક સુખ કંઇ નિરંતર રેહેતું નથી. અને મૃત્યુ તો સર્વદા પાસે રહે છે, માટે સુજ્ઞ પુરૂષે ધર્મનો સંગ્રહ કરવો.

**निमंत्रणोत्सवा विप्रा गावोनवतृणोत्सवाः ॥**
**पत्युत्साहवती नारी अहं कृष्ण रणोत्सवः ॥ १३ ॥**

નિમંત્રણ એ બ્રાહ્મણોનો ઉત્સવછે, નવાં ઘાસ એ ગાયોનો ઉત્સવછે, પતિના ઉત્સાહથી સ્ત્રીઉત્સાહ માને છે, અને હે કૃષ્ણ હું સંગ્રામને ઉત્સવ માનું છું.

मातृवत् परदाराश्च परद्रव्याणि लोष्ठवत् ॥
आत्मवत् सर्वभूतानि यः पश्यति सपश्यति ॥ १४ ॥

પરસ્ત્રીને માતા સમાન, પરદ્રવ્યને ધૂળના ઢેફા સમાન, અને સર્વ પ્રાણીને પોતાની સમાન જે જુવે છે તેજ જોનાર છે, બીજા અંધ સમાન છે.

धर्मे तत्परता मुखे मधुरता दाने समुत्साहता ।
मित्रेऽवंचकता गुरौ विनयता चित्तेऽतिगंभीरता ॥
आचारे शुचिता गुणे रसिकता शास्त्रेषु विज्ञातृता ।
रूपे सुंदरता शिवे भजनता त्वय्यस्ति भो राघव ॥१५॥

ધર્મમાં તત્પરપણું, મુખમાં મધુરતા, દાન દેવામાં રૂડો ઉત્સાહ, મિત્રની સાથે નિષ્કપટતા, ગુરૂજનમાં વિનય, ચિત્તમાં અતિ ગંભીરપણું, આચારમાં પવિત્રતા, ગુણમાં પ્રીતિ, શાસ્ત્રમાં જાણપણું, રૂપમાં સુંદરપણું અને શિવની પરમ ભક્તિ, એટલા સર્વ ગુણો હે રામ! તમારામાં છે.

काष्ठं कल्पतरुः सुमेरुरचलाश्चिंतामणिः प्रस्तरः ।
सूर्यस्तीव्रकरः शशी क्षयकरः क्षारोहि वारांनिधिः ॥
कामोनष्टतनुर्बलि र्दितिसुतोनित्यं पशुः कामगौः ॥
नैतांस्ते तुलयामि भो रघुपते कस्योपमा दीयते ॥ १६ ॥

કલ્પવૃક્ષ કાષ્ટ છે, મેરૂપર્વત અચળ છે, ચિંતામણિ પથ્થર રૂપ છે, સૂર્યના કિરણ અત્યંત ઉષ્ણ છે, ચંદ્રમાનાં કિરણનો ક્ષય થાય છે, સમુદ્ર ખારો છે, કામદેવ શરીર વિનાનો છે, બળિરાજા દૈત્ય છે, અને કામધેનું સદા પશુરૂપ છે; એ કારણથી આપની સાથે એની તુલના હું આપી શકતો નથી.

માટે હે રઘુપતિ ! આપને હું કેની ઉપમા આપું ? મતલબ કે કોઇની નહીં કારણ આપ અનુપમેય છો.

**विद्या मित्रं प्रवासे च भार्या मित्रं गृहेषु च ॥**
**व्याधिस्थस्यौषधं मित्रं धर्मोमित्रं मृतस्य च ॥ १७ ॥**

પ્રવાસમાં વિદ્યા મિત્રની પેઠે સહાય કરે છે, ઘરમાં સ્ત્રી મિત્ર ગણાય છે, રોગવાન્ પુરૂષને ઔષધ મિત્રની પેઠે હિતરૂપ છે. અને મરનાર પુરૂષને ધર્મ મિત્રની પેઠે શ્રેય કર્ત્તા છે.

**विनयं राजपुत्रेभ्यः पंडितेभ्यः सुभाषितम् ॥**
**अनृतं द्यूतकारेभ्यः स्त्रीभ्यः शिक्षेत कैतवम् ॥ १८ ॥**

નમ્રતા રાજપુત્ર પાસેથી શીખવી, પંડિત પાસેથી સારૂં ભાષણ કરતાં શીખવું, જુગટું રમનાર પાસેથી અસત્ય શીખવું, અને સ્ત્રીઓ પાસેથી છળ કપટ શીખવું. અર્થાત્ ઉપર કહેલા ગુણો પ્રધાનપણે કહેલી વસ્તુમાં હોય છે.

**अनालोक्य व्ययं कर्त्ता अनाथः कलहप्रियः ॥**
**आतुरः सर्वक्षेत्रेषु नरः शीघ्रं विनश्यति ॥ १९ ॥**

વગર વિચારથી ખર્ચ કરનાર, સહાયતા વિના કજીઆ કરવામાં પ્રીતિ રાખનાર, અને સર્વ વર્ણની સ્ત્રીઓ સાથે ભોગ કરવાને આતુર એવો પુરૂષ તત્કાળ નાશ પામે છે. અર્થાત્ ઘણો દુ:ખી થાય છે.

**नाहारं चिंतयेत् प्राज्ञोधर्ममेकं हि चिंतयेत् ॥**
**आहारोहि मनुष्याणां जन्मना सह जायते ॥ २० ॥**

પંડિત પુરૂષે આહારની ચિંતા ન કરવી, પરંતુ એક ધર્મનુંજ ચિંતન કરવું કેમકે આહારતો મનુષ્ય જન્મે છે ત્યારથીજ ઉત્પન્ન થાય છે.

धनधान्यप्रयोगेषु विद्यासंग्रहणे तथा ॥
आहारे व्यवहारे च त्यक्तलज्जः सुखी भवेत् ॥ २१ ॥

ધન ધાન્યના વ્યવહારમાં, વિદ્યા સંપાદન કરવામાં, જમવામાં, અને વ્યાવહારિક કાર્યોમાં શરમનો ત્યાગ કરનાર સુખી થાય છે.

जलबिंदुनिपातेन क्रमशः पूर्यते घटः ॥
सहेतुः सर्वविद्यानां धर्मस्य च धनस्य च ॥ २२ ॥

જળનું ક્રમે ક્રમે એકેક ટીપું પડવાથી પણ આખો ઘડો ભરાઈ જાય છે, એજ હેતુ સર્વ વિદ્યા, ધર્મ, અને ધનનું સંપાદન કરવામાં મનમાં રાખવો, અને ક્રમે ક્રમે ધૈર્યથી સર્વ સંપાદન કરવું.

वयसःपरिणामेऽपि यःखलः खलएव सः ॥
संपक्कमपि माधुर्यं नोपयातींद्रवारुणम् ॥ २३ ॥

ઉમરમાં વધારો થાય તોપણ જે ખલપુરૂષ હોય છે તે તેવોજ રહે છે, જેમ સારી રીતે પાક ઉપર આવેલું ઈંદ્રવારૂણિનું ફળ મધુરતા પામતું નથી.

इतिवृद्धचाणाक्यनीतिदर्पणे द्वादशोऽध्यायः ॥१२॥

---

मुहूर्त्तमपि जीवेच्च नरः शुक्लेन कर्मणा ॥
न कल्पमपि कष्टेन लोकद्वयविरोधिना ॥ १ ॥

સારૂં કર્મ કરીને મનુષ્ય બે ઘડી પણ જીવે તે શ્રેષ્ટ છે, પરંતુ આલોક તથા પરલોકનાં વિરોધિ દુષ્કર્મ કરી એક કલ્પ સુધી જીવવું પણ દુઃખતર છે.

**गते शोकोनकर्त्तव्यो भविष्यन्नैव चिंतयेत् ॥**
**वर्त्तमानेन कालेन प्रवर्त्तंते विचक्षणाः॥ २ ॥**

નાશ પામેલી વસ્તુનો શોક ન કરવો, અને ભવિષ્ય એટલે આવતા સમયની ચિંતા ન કરવી, તથા વિચક્ષણ પુરૂષોએ વર્ત્તમાન કાળને અનુસારે પ્રવૃત્તિ કરવી. અર્થાત્ ચાલતા સમયમાં કાલની અનુકૂળતા પ્રમાણે કામ કરવું.

**स्वभावेन हि तुष्यंति देवाः सत्पुरुषाः पिता ॥**
**ज्ञातयः स्नानपानाभ्यां वाक्यदानेन पंडिताः ॥ ३ ॥**

દેવતા, સત્પુરૂષો, અને પિતા, એ નિશ્ચે કરી સ્વભાવથી પ્રસન્ન થાયછે, જ્ઞાતિના લોકો સ્નાન અને પાનથી પ્રસન્ન થાયછે, અને પંડિત જનો વાક્યનો પૂરાવો આપવાથી પ્રસન્ન થાય છે.

**आयुः कर्म च वित्तं च विद्या निधनमेव च॥**
**पंचैतानि च सृज्यंते गर्भस्थस्यैव देहिनः ॥ ४ ॥**

આયુષ, કર્મ, ધન, વિદ્યા, અને મૃત્યુ, એ પાંચ વસ્તુ; જ્યારે જીવાત્મા માતાના ગર્ભમાં સ્થિત હોય છે, ત્યારેજ વિધાતા નિર્માણ કરે છે.

**अहो बत विचित्राणि चरितानि महात्मनाम् ॥**
**लक्ष्मीं तृणाय मन्यंते तद्भारेण नमांति च ॥ ५ ॥**

આશ્ચર્ય છે કે! મહાત્મા પુરૂષોનાં ચરિત્રો વિચિત્ર પ્રકારનાં હોયછે. કેમકે તેઓ લક્ષ્મીને તૃણ સમાન માને છે છતાં કદાચ જો તેને તે સેહેજ રીતે મળી જાય તો તેના ભારથી તેઓ નમી જાયછે. અર્થાત્ નમ્ર થાયછે.

**यस्यस्नेहोभयं तस्य स्नेहोदुःखस्य भाजनम् ॥**
**स्नेहमूलानि दुःखानि तानि त्यक्त्वा वेसत्सुखम् ॥ ६ ॥**

જેને જે પદાર્થ ઉપર સ્નેહ છે તેને તે પદાર્થના નાશનો ભય રહે છે, માટે સ્નેહજ દુઃખનું પાત્ર છે, અને સર્વ દુઃખનું મૂળ કારણ પણ સ્નેહજ છે. તેથી સ્નેહનો ત્યાગ કરી સમજુ મનુષ્યે સુખથી રેહેવું.

**अनागतविधाता च प्रत्युत्पन्नमति स्तथा ॥**
**द्वावेते सुखमेधेते यद्भविष्योविनश्यति ॥ ७ ॥**

આવવાના દુઃખનું નિવારણ કરવાને આગલથી ઉપાય કરનાર, અને જ્યારે દુઃખ ઉત્પન્ન થાય ત્યારે તત્કાળ નિવારણ સૂઝી આવે એવો બુદ્ધિવાળો, એ બે જણ સુખ મેળવે છે; પણ જે ભવિષ્યમાં માંડયું હશે તેમ થશે એમ ધારી ઉપાય છોડી દેનાર નાશ પામે છે.

**राज्ञि धर्मिणि धर्मिष्ठाः पापे पापाः समे समाः ॥**
**राजानमनुवर्त्तंते यथा राजा तथा प्रजाः ॥ ८ ॥**

જો રાજા ધર્માત્મા હોય તો પ્રજા પણ ધર્મિષ્ઠ થાય છે, રાજા પાપી હોય તો પ્રજા પણ પાપિષ્ઠ નિવડે છે. રાજા સમાન દૃષ્ટિવાળો હોય તો પ્રજા પણ સમાન દૃષ્ટિવાળી થાય છે કારણ કે પ્રજા, રાજાને અનુસારે વર્તેછે. (કેહેવત છે) કે "જેવા રાજા તેવી પ્રજા."

**जीवंतं मृतवन्मन्ये देहिनं धर्मवर्जितम् ॥**
**मृतोधर्मेणसंयुक्तो दीर्घजीवी न संशयः ॥ ९ ॥**

જેણે ધર્મ સંપાદન કર્યો નથી તેવો પુરૂષ જીવતો હોય તો પણ તેને હું મરેલા પ્રમાણે માનું છું. પરંતુ જે ધર્મયુક્ત મ-

રેલો છે તે દીર્ઘકાળ પર્યંત જીવતોજ છે એમાં સંશય નથી. અર્થાત્ એવા પુરૂષની કીર્તિ ઘણા કાળ સુધી રહે છે.

**धर्मार्थकाममोक्षाणां यस्यैकोऽपि न विद्यते ॥**
**अजागलस्तनस्येव तस्य जन्म निरर्थकम् ॥ १० ॥**

આ જગતમાં જન્મીને ધર્મ, અર્થ, કામ, મોક્ષ; એ ચાર પુરૂષાર્થમાંથી એકપણ જેણે સંપાદન ન કર્યો તેનું જીવતર બકરીના ગળાના આંચળની પેઠે નિરર્થક છે. અર્થાત્ તેનું જીવિત વૃથા જાય છે.

**दह्यमानाः सुतीव्रेण नीचाः परयशोऽग्निना ॥**
**अशक्तास्तत्पदं गंतुं ततोनिंदां प्रकुर्वते ॥ ११ ॥**

દુર્જનો બીજાની કીર્તિ રૂપ દુઃસહ અગ્નિથી બળેલા હોવાથી તેના પદને પામવાને અસમર્થ થાય છે, તેથી તેની નિંદા કરે છે.

**बंधाय विषयासक्तं मुक्त्यै निर्विषयं मनः ॥**
**मन एव मनुष्याणां कारणं बंधमोक्षयोः ॥ १२ ॥**

વિષયમાં આસક્ત મન સંસારના બંધનનું કારણ છે, અને વિષયમાં આસક્તિ રહિત મન મોક્ષ એટલે સંસારના બંધનથી છુટવાનું કારણ છે. તેથી મનજ મનુષ્યોને બંધ મોક્ષનું કારણ છે.

**देहाभिमाने गलिते विज्ञाते परमात्मनि ॥**
**यत्र यत्र मनोयाति तत्र तत्र समाधयः ॥ १३ ॥**

દેહમાં હુંપણું જતું રહ્યા પછી, અને પરમાત્માનું યથાર્થ રૂપ જાણ્યા પછી, જ્યાં જ્યાં મન જાય છે ત્યાં ત્યાં મહાત્મા પુરૂષોને સમાધિ (બ્રહ્માકાર નિરાવરણ વૃત્તિ) ઉત્પન્ન થાય છે.

ईप्सितं मनसः सर्वं कस्य संपद्यते सुखम् ॥
दैवायत्तं यतः सर्वं तस्मात्संतोषवान् भवेत् ॥ १४ ॥

મનમાં ઇચ્છેલું સર્વ સુખ કોને મળે છે? અર્થાત્ કોઇક-નેજ મળે છે. કારણ કે સુખ અગર દુઃખ મેળવવું એ મનુષ્યના હાથમાં નથી પણ સર્વ વાત દૈવાધીન છે. માટે સંતોષ વાન્ થવું શ્રેષ્ટ છે.

यथा धेनुसहस्त्रेषु वत्सोगच्छति मातरम् ॥
यथा यच्च कृतं कर्म कर्त्तारमनुगच्छति ॥ १५ ॥

જેમ હજારો ગાયોના ટોળામાંથી વાછરૂ પોતાની માને ગોતી કાહાડી તેનીજ પાસે જાય છે, તેમ કરેલું સુકૃત અથવા દુષ્કૃત કરનારનેજ પાછળ જઇ ફળ દેછે.

अनवास्थितकार्यस्य न जने न वने सुखम् ॥
जनोदहति संसर्गाद्वनं संगाविवर्जनात् ॥ १६ ॥

જે મનુષ્યના કાર્યોની સ્થિરતા નથી તેને મનુષ્યના સમાજમાં કે વનમાં કોઈ પણ ઠેકાણે સુખ થતું નથી, કારણ કે જનો તેને સંગે કરી બાળે છે, અને વન સંગ રહિતતાથી બાળે છે.

यथा खात्वा खनित्रेण भूतले वारि विन्दति ॥
तथा गुरुगतां विद्यां शुश्रूषु रधिगच्छति ॥ १७ ॥

જેમ મનુષ્યો ખોદવાનાં હથીયારોથી ખોદીને પૃથ્વીમાંથી જળ મેળવે છે, તેમ ગુરૂ પાસે રહેલી વિદ્યા સેવા કરનાર શિષ્ય હોય તેજ મેળવે છે.

**कर्मायत्तं फलं पुंसां बुद्धिः कर्मानुसारिणी ॥**
**तथापि सुधियश्चार्याः सुविचार्यैव कुर्वते ॥ १८ ॥**

જો પણ સારૂં કે નઠારૂં ફળ પ્રાપ્ત થવું એ શુભાશુભ કર્મને આધીન છે, અને બુદ્ધિ પણ કર્મ વાસનાને અનુસાર વર્તે છે, તોપણ સારી બુદ્ધિવાળા આર્ય પુરૂષો કાર્યાકાર્યનો વિચાર કરીનેજ કર્મ કરે છે.

**संतोषस्त्रिषु कर्त्तव्यः स्वदारे भोजने धने ॥**
**त्रिषु चैव न कर्त्तव्योऽध्ययने जपदानयोः ॥ १९ ॥**

મનુષ્યે પોતાની સ્ત્રીમાં, ભોજનમાં, અને ધનમાં, એ ત્રણ વસ્તુમાં સંતોષ રાખવો. પણ ભણવું, પરમેશ્વરનું નામ જપવું, અને દાન દેવું, એ ત્રણ બાબતમાં કદી પણ સંતોષ ન કરવો.

**एकाक्षरप्रदातारं योगुरुं नाभिवंदते ॥**
**श्वानयोनिशतं भुक्त्वा चांडालेष्वभिजायते ॥ २० ॥**

એક અક્ષર પણ દેનાર ગુરૂને જે પુરૂષ વંદન કરતો નથી, તે સો કૂતરાના અવતારો ભોગવીને અંતે ચાંડાળને ઘેર ઉત્પન્ન થાય છે તાત્પર્ય કે ભણનારે ગુરૂને હમેશાં વંદન કરી માન આપવું.

**युगांते प्रचलेन्मेरुः कल्पांते सप्त सागराः ॥**
**साधवः प्रतिपन्नार्थान्न चलंति कदाचन ॥ २१ ॥**

યુગના અંતમાં મેરૂ પર્વત પણ ચલાયમાન થાય છે. અને જગતના પ્રલયની વખતે સાત સમુદ્રો પણ ચલાયમાન થાય છે, પરંતુ મહાત્મા પુરૂષો પોતે સ્વીકારેલી વાતથી કદીપણ ચલાયમાન્ થતા નથી.

**इति वृद्धचाणाक्यनीति दर्पणे त्रयोदशोऽध्यायः॥१३॥**

---

पृथिव्यां त्रीणि रत्नानि अन्नमापः सुभाषितम् ॥
मूढैः पाषाणखंडेषु रत्नसंख्या विधीयते ॥ १ ॥

આ જગતમાં અન્ન, જળ, અને સારૂં ભાષણ એ રત્ન સમાન છે. પણ મૂર્ખ મનુષ્યો તેને રત્ન ન ગણતાં, પાષાણના કડકાની રત્નમાં ગણના કરે છે. અર્થાત્ પાષાણના કાંકરાને રત્ન માને છે.

आत्मापराधवृक्षस्य फलान्येतानि देहिनाम् ॥
दारिद्र्यदुःखरोगाश्च बंधनव्यसनानि च ॥ २॥

જીવાત્માને પોતે કરેલા અપરાધ રૂપ વૃક્ષનાં દરિદ્રતા, દુઃખ, રોગ, બંધન, અને વિપત્તિ; એટલાં ફળો ઉત્પન્ન થાયછે.

पुनर्वित्तं पुनर्मित्रं पुनर्भार्या पुनर्मही ॥
एतत् सर्वं पुनर्लभ्यं न शरीरं पुनः पुनः ॥ ३ ॥

ધન, મિત્ર, સ્ત્રી, અને પૃથ્વી, એટલા પદાર્થોનો નાશ થઇ જાય તો પણ ફરી ફરી જડે છે, પરંતુ આ શરીરનો નાશ થયા પછી ફરી ફરી મળતું નથી. મતલબ કે સર્વ ઉપાયથી શરીરનું સંરક્ષણ કરવું.

बहूनां चैव सत्वानां समवायोरिपुंजयः ॥
वर्षाधाराधरोमेघ स्तृणैरपि निवार्यते ॥ ४ ॥

ઘણા જનોનો સમુદાય નિશ્ચય શત્રુને જીતે છે, જેમ ઘણાક તૃણનો સમુદાય પણ વર્ષાદની ધારા ધરનાર મેઘનું નિવારણ કરે છે.

जले तैलं खले गुह्यं पात्रे दानं मनागपि ॥
प्राज्ञे शास्त्रं स्वयं याति विस्तारं वस्तुशक्तितः ॥ ५ ॥

જળમાં તેલ, ખળને વિષે રહેલી કોઈની છાની વાત, સત્પાત્રને આપેલું દાન અને બુદ્ધિમાન પુરૂષમાં રહેલું શાસ્ત્રવિજ્ઞાન, એટલાં વાનાં થોડાં હોય તો પણ પોતાની શક્તિથી સ્વાભાવિક રીતે વિસ્તાર પામે છે.

धर्माख्याने श्मशाने च रोगिणां या मतिर्भवेत् ॥
सा सर्वदैव तिष्ठेच्चेत् कोन मुच्येत बंधनात् ॥ ६ ॥

ધર્મ વિષયની કથા શ્રવણ કરતી વખતે, શ્મશાનમાં, અને રોગથી દુઃખિત થતાં મનુષ્યોને, જેવી બુદ્ધિ ઉત્પન્ન થાય છે; તેવીજ બુદ્ધિ જો સર્વદા રેહેતી હોય, તો આ સંસારના બંધનથી કોણ ન મૂકાય? સર્વે મૂકાય.

उत्पन्नपश्चात्तापस्य बुद्धिर्भवति यादृशी ॥
तादृशी यदि पूर्वं स्यात् कस्य न स्यान्महोदयः ॥ ७ ॥

કંઈપણ નિંદિત કર્મ કર્યા પછી પસ્તાવો કરનાર પુરૂષને જેવી બુદ્ધિ ઉત્પન્ન થાય છે, તેવીજ બુદ્ધિ જો પેહેલવેહેલી ઉત્પન્ન થતી હોય તો કોની ચઢતી સ્થિતિ ન થાય? સર્વની થાય.

दाने तपसि शौर्ये वा विज्ञाने विनये नये ॥
विस्मयोनहि कर्तव्योबहुरत्ना वसुंधरा ॥ ८ ॥

દાનમાં, તપમાં, પરાક્રમમાં, વિજ્ઞાનમાં, અને નીતિમાં (કોઇપણ પુરૂષને કુશળ જોઇ) વિસ્મય ન કરવો. કારણકે પૃથ્વી બહુરત્ન ઉત્પન્ન કરવા વાળી છે.

**दूरस्थोऽपि न दूरस्थोयोयस्य मनसि स्थितः ॥**
**योयस्य हृदये नास्ति समीपस्थोऽपि दूरतः ॥ ९ ॥**

જે જેના હૃદયમાં વસેછે, તે દૂર છતાં પણ પાસેજ છે, પણ જે જેના હૃદયમાં વસતો નથી, તે સમીપ છતાં પણ છેટેજ છે એમ સમજવું.

**यस्माच्च प्रियमिच्छेत्तु तस्य ब्रूयात्सदा प्रियम् ॥**
**व्याधोमृगवधं कर्तुं गीतं गायति सुस्वरम् ॥ १० ॥**

જેની પાસેથી પ્રિયવસ્તુ મેળવવાની ઇચ્છા હોય તેને પ્રિય લાગે તેવું સર્વદા બોલવું, જેમ પારાધી મૃગને મારવા સારૂ મધુર સ્વરે તેનીપાસે જઇને ગીત ગાય છે.

**अत्यासन्नाविनाशाय दूरस्था न फलप्रदाः ॥**
**सेव्यतां मध्यभागेन राजवन्हिगुरुस्त्रियः ॥ ११ ॥**

અત્યંત સમીપ રહેવાથી નાશનાં કારણ રૂપ, અને દૂર રેહેવાથી ફળને ન આપનારાં, રાજા, અગ્નિ, ગુરૂ, અને સ્ત્રી, એટલાંને મધ્ય ભાગે (ઘણાં પાસે કે છેટે થી નહીં) સેવવાં.

**अग्निरापः स्त्रियोमूर्खः सर्पोराजकुलानि च ॥**
**नित्यं यत्नेन सेव्यानि सद्यः प्राणहराणि षट् ॥ १२ ॥**

અગ્નિ, જળ, સ્ત્રી, મૂર્ખ, સર્પ, અને રાજાનું કુળ એ છને નિરંતર સાવધપણું રાખી સેવવાં, (જો તેમ નકરતાં પ્રમાદ કરવામાં આવેતો) તત્કાળ પ્રાણ હરે છે.

**सजीवति गुणा यस्य यस्य धर्मः सजीवति ॥**
**गुणधर्मविहीनस्य जीवितं निष्प्रयोजनम् ॥ १३ ॥**

જેના ગુણ જગતમાં પ્રસિદ્ધ છે તે જીવતોજ છે, જેણે જન્મ પર્યંત ધર્મનું સંપાદન કર્યું હોય તે મૃત્યુ પામે તોપણ

સર્વદા જીવતોજ છે, પરંતુ જે પુરૂષ ગુણ કે ધર્મ વિહીન છે તેનું જીવતર નિષ્ફળ છે. તાત્પર્ય કે ગુણ ધર્મ સંપાદન કરનાર મનુષ્ય કદાચ અલ્પાયુષી થાય તો પણ તેની કીર્તિ ને ગુણ સર્વદા જગતના લોકમાં પ્રસિદ્ધિ પામી તેને જીવતો રાખી સ્મરણ કરાવે છે.

**यदीच्छसि वशीकर्तुं जगदेकेन कर्मणा ॥**
**पुरा पंचदशास्येभ्योगां चरंतीं निवारय ॥ १४ ॥**

હે મનુષ્ય ! જો તું તારા એકજ સત્કર્મથી જગતને વશ કરવાને ઇચ્છતો હોય તો પેહેલ વેહેલો પંદર મુખ દ્વારે ભ્રમણ કરતું તારૂં મન તેનું નિવારણ કર. તાત્પર્ય કે શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ને ગંધ એ પંચ વિષય; અને તે વિષયોને ગૃહણ કરવાવાળી કાન, ત્વચા, ચક્ષુ, જીંહ્વા ને નાસિકા એ પાંચ જ્ઞાનેંદ્રિયો તથા વાણી, હાથ, પગ, ગુદ અને શિશ્ન, એ પાંચ કર્મેંદ્રિયો એ પંદર દ્વારે ફરતું મન તેને તે દ્વારોમાંથી અટકાવી પરમાત્માના ચિંતનમાં લગાડ.

**प्रस्तावसदृशं वाक्यं स्वभावसदृशं प्रियम् ॥**
**आत्मशक्तिसमं कोपं योजानाति सपंडितः ॥ १५ ॥**

જેવો સમય તથા પ્રસંગ તેને અનુસાર ભાષણ કરવાનું, મનુષ્યોનો સ્વભાવ જાણી તેને અનુસાર પ્રિય કરવાનું, તથા પોતાની શક્તિને અનુસાર કોપ કરવાનું, વિધાન જે જાણે છે તેને પંડિત જાણવો.

**एक एव पदार्थस्तु त्रिधा भवति वीक्षितः ॥**
**कुणपं कामिनी मांसं योगिभिः कामिभिः श्वभिः ॥१६॥**

એકજ આ દેહરૂપ પદાર્થ જોનારની દૃષ્ટિના અનુસારે ત્રણ

પ્રકારના ભેદને પામે છે. યોગી પુરૂષો આ દેહને દુર્ગંધવાન પદાર્થથી યુક્ત અને નાશવાન જાણી મુડદા સમાન ગણે છે. કામનાવાળા પુરૂષો સુંદર લાવણ્ય યુક્ત સ્ત્રીરૂપે જુએ છે. અને કૂતરાઓ તેને માંસરૂપે દેખે છે.

**सुसिद्धमौषधं धर्मं गृहच्छिद्रं च मैथुनम् ॥**
**कुभुक्तं कुश्रुतं चैव मतिमान्न प्रकाशयेत् ॥ १७ ॥**

સિદ્ધ કરેલું ઔષધ, ધર્મ, પોતાના ઘરનું છિદ્ર, મૈથુન, નઠારૂં ખાધેલું અન્ન, અને નિંદિત વચન સાંભળેલું. એટલાંવાનાં બુદ્ધિવાન પુરૂષે પ્રગટ ન કરવાં.

**तावन्मौनेन नीयंते कोकिलैश्चैव वासराः ॥**
**यावत्सर्वजनानंददायिनी वाक् प्रवर्त्तते ॥ १८ ॥**

જ્યાં લગણ સર્વ જનને આનંદદાયક વાણી પ્રગટ થતી નથી ત્યાં લગણ કોયલ પક્ષી મુનિવ્રત ધારણ કરીને દિવસો નિર્ગમન કરે છે. તાત્પર્ય, તેમ સર્વ મનુષ્ય પોતાનું કાર્ય સર્વને આનંદપ્રદ ન થાય ત્યાંસુધી પ્રસિદ્ધ ન કરવું.

**धर्मं धनं च धान्यं च गुरोर्वचनमौषधम् ॥**
**सुगृहीतं च कर्त्तव्यमन्यथा तु न जीवति ॥ १९ ॥**

ધર્મ, ધન, ધાન્ય, ગુરૂનાં વચન, અને ઔષધ, એ સર્વનું સંપાદન જેમ બને તેમ સારી રીતે કરવું, તેમ ન કરતાં જો પ્રમાદ કરવામાં આવે તો અકલ્યાણ થવાનો સંભવ રહે છે.

**त्यज दुर्जनसंसर्गं भज साधुसमागमम् ॥**
**कुरु पुण्यमहोरात्रं स्मर नित्यमनित्यतः ॥ २० ॥**

હે મનુષ્ય! દુર્જનનો સંગ છોડી દે, અને મહાત્મા

પુરૂષોનો સમાગમ કર, રાત્રી દિવસ સત્કર્મ કર અને દેહ, ગેહ સ્ત્રી પુત્રાદિક સંસારના સાર રહિત પદાર્થોમાંથી પ્રીતિને નિરંતર છોડી, નિત્ય અનાદિ, એક, અચલ, અને વ્યાપક, પરમાત્માનું નિરંતર સ્મરણ કર.

इति वृद्धचाणाक्यनीतिदर्पणे चतुर्दशोऽध्यायः ॥१४॥

---

यस्य चित्तं द्रवीभूतं कृपया सर्वजंतुषु ॥
तस्य ज्ञानेन मोक्षेण किं जटाभस्मलेपने ॥ १ ॥

જેનું ચિત્ત સર્વ પ્રાણી ઉપર દયાથી નિરંતર પીગળેલું રહે છે એવા પુરૂષને જ્ઞાનથી, મોક્ષથી, જટા વધારવાથી કે ભસ્મ લેપન કરવાથી શું ફલ થવાનું છે? મતલબ કે સર્વ પ્રાણીને પોતાના સમાન ગણી તેમના ઉપર દયા કરવી તેના સમાન બીજું ઉત્કૃષ્ટ સાધન કોઇ નથી અર્થાત્ તેજ સાધન સર્વ કરતાં અધિક છે?

एकमेवाक्षरं यस्तु गुरुः शिष्यं प्रबोधयेत् ॥
पृथिव्यां नास्ति तद् द्रव्यं यद्दत्वा चानृणो भवेत् ॥ २ ॥

જે ગુરૂ શિષ્યને એક, અક્ષર એવા પરમાત્માના સ્વરૂપનો બોધ કરે છે, (કે જે બોધથી શિષ્યને જીવનમુક્તિ મળે છે) એવા ગુરૂને દક્ષિણા આપવાને આ પૃથ્વીમાં એવું કોંઈ ધન નથી કે જે આપીને શિષ્ય ગુરૂના ઋણથી મુક્ત થાય.

खलानां कंटकानां च द्विविधैव प्रतिक्रिया ॥
उपानन्मुखभंगोवा दूरतोवा विसर्जनम् ॥ ३ ॥

ખળ પુરૂષો અને કાંટા, એનું બે રીતિથી નિવારણ થઇ

શકે છે, એકતો જોડાથી મોઢું ભાગી નાંખવું, અથવા દૂરથી તેનો ત્યાગ કરવો.

**कुचैलिनं दंतमलोपधारिणं बह्वाशिनन्निष्ठुरभाषिणं च ॥ सूर्योदये चास्तमिते शयानं विमुंचति श्रीर्यदि चक्रपाणिः ॥ ४ ॥**

મેલાં લૂગડાં પેહેરનાર, દાંતને મેલા રાખનાર, ઘણું ખાનાર, કડવાં વચન બોલનાર, અને સૂર્યોદય તથા સૂર્યાસ્ત સમયે સુનારને; ચાહેતો વિષ્ણુ પોતે સાક્ષાત્ હોય તો પણ લક્ષ્મી તેને છોડી દેછે તો બીજા મનુષ્યોને છોડી દે તેમાં શી નવાઇ !

**त्यजंति मित्राणि धनैर्विहीनं दाराश्च भृत्याश्च सुहृज्जनाश्च ॥ ते चार्थवंतं पुनराश्रयंते ह्यर्थोहि लोके पुरुषस्य बंधुः ॥ ५ ॥**

ધન રહિત પુરૂષને તેના મિત્રો, સ્ત્રી, સેવકો, અને કુટુંબી જનો છોડીદેછે, અને તેજ પુરૂષ પાછો ધનવાન થાય તો ત્યાગ કરનારાં સંબંધી થવા આવે છે, માટે આ જગતમાં ધન એજ પુરૂષનું સંબંધિ છે. ધનહીન પુરૂષનાં સંબંધિ હોય તે પણ શત્રુ સમાન થાય છે.

**अन्यायोपार्जितं द्रव्यं दश वर्षाणि तिष्ठति ॥ प्राप्ते एकादशे वर्षे समूलं च विनश्यति ॥ ६ ॥**

અનીતિથી છળ કપટ કરીને મેળવેલું ધન દશ વર્ષ સુધી રહે છે, જો અગિયારમા વર્ષનો આરંભ થયો તો આગળનું

ધર્મથી મેળવેલું ધન, હોય તે સહિત, અનીતિથી મેળવેલું ધન વિનાશ પામે છે.

**अयुक्तं स्वामिनोयुक्तं युक्तं नीचस्य दूषणम् ॥**
**अमृतं राहवे मृत्युर्विषं शंकरभूषणम् ॥ ७ ॥**

અયોગ્ય વસ્તુ હોય તો પણ સમર્થ પુરૂષોના સંબંધમાં આવી યોગ્ય થાય છે, અને યોગ્ય વસ્તુ હોય તો પણ નીચ પુરૂષના સંબંધમાં આવી દૂષણ રૂપ થાય છે. જેમ અમૃત ઉત્તમ વસ્તુ છતાં રાહુને મૃત્યુનું હેતુ થયું, અને વિષ અયોગ્ય વસ્તુ છતાં શંકરે ધારણ કર્યું તો અલંકાર રૂપ ગણાયું.

**तद्भोजनं यद् द्विजभुक्तशेषं तत्सौहृदं यत् क्रियते परस्मिन् ॥ सा प्राज्ञता या न करोति पापं दंभं विना यत् क्रियते सधर्मः ॥ ८ ॥**

બ્રાહ્મણને જમતાં શેષ રહેલું જમવું તેનુંજ નામ ભોજન, પરાયા મનુષ્યો ઉપર વિના સ્વાર્થે જે સ્નેહ રાખવો તેનુંજ નામ સુહૃદપણું, જેથી પાપ ન બને તેનું નામજ બુદ્ધિમાનપણું, અને ખોટા આડંબર રહિત જે કરવો તેનુંજ નામ ધર્મ કહેવાય છે.

**मणिर्लुंठति पादाग्रे काचः शिरसि धार्यते ॥**
**क्रयविक्रयवेलायां काचःकाचोमणिर्मणिः ॥ ९ ॥**

કોઇ મૂર્ખ મનુષ્ય વગર પરીક્ષાથી મણિને પગમાં લટકાવે, અને કાચને માથા ઉપર ધરે, તેથી કંઇ મણિમાં તુચ્છતા, કે કાચમાં મહત્વતા આવતી નથી, તેની પરીક્ષા તો કોઇ

ઝવેરીની પાસે વેચવા સાટવા સમયે થાય છે, અને તેજ સમયે કાચ તે કાચનુંજ અને મણિ તે મણિનું મૂલ્ય પામે છે.

**अनंतशास्त्रं बहुलाश्च विद्या अल्पश्च कालोबहुविघ्नता च ॥**
**यत्सारभूतं तदुपासनीयं हंसोयथा क्षीरमिवांबुमिश्रम् ॥१०॥**

શાસ્ત્રનો કંઇ અંત નથી, વિદ્યાઓ ઘણા પ્રકારની છે, આયુષ્ય અલ્પ અને તેમાં વિઘ્નો અનેક આવે છે, માટે સુજ્ઞ પુરૂષે જે સારરૂપ હોય તેનુંજ ગ્રહણ કરવું. જેમ હંસ પક્ષી જળની સાથે મિશ્ર થયેલું દૂધ ગ્રહણ કરી જળને પડતું મૂકે છે (તેમ દરેક વસ્તુનો અંત ન લેતાં સાર ગ્રહણ કરવો.)

**दूरागतं पथि श्रांतं वृथा च गृहमागतम् ॥**
**अनर्चयित्वा योभुंक्ते सवै चांडाल उच्यते ॥ ११ ॥**

દૂરથી આવેલ, રસ્તાના શ્રમથી શ્રમિત થયેલ, અને અનાયાસે ઘેર આવી ચડેલ, એવા અતિથિને દાન સન્માન, અને ભોજનાદિકથી પ્રસન્ન કર્યા વિના જે મનુષ્ય ભોજન કરે છે તે ચાંડાળ સમાન ગણાય છે.

**पठंति चतुरोवेदान् धर्मशास्त्राण्यनेकशः ॥**
**आत्मानं नैव जानंति दर्वी पाकरसं यथा ॥ १२ ॥**

કેટલાક પુરૂષો ચાર વેદ ભણે છે, અને અનેક ધર્મશાસ્ત્રોનું પણ અવલોકન કરે છે, છતાં પોતાના સ્વપ્રકાશ અને વ્યાપક, અંતરાત્માને જાણતા નથી, જેમ કડછી સર્વ પાકમાં ફરે છે પણ કોઇનો સ્વાદ જરા પણ ચાખતી નથી.

**धन्या द्विजमयी नौका विपरीता भवार्णवे ॥**
**तरंत्यधोगताः सर्वे उपरिस्थाः पतंत्यधः ॥ १३ ॥**

આ સંસાર રૂપ સમુદ્રથી તારણ કરનાર બ્રાહ્મણરૂપ અપૂર્વ

નૌકા (મનવાર) ધન્ય રૂપ છે. પરંતુ કાષ્ટની નૌકા કરતાં આ બ્રાહ્મણ રૂપ નૌકા વિપરીત સ્વભાવવાળી છે. કેમકે કાષ્ટની નૌકા ઉપર ચડનાર તરે છે અને નીચે રેહેનાર બૂડે છે, પરંતુ આ બ્રાહ્મણ રૂપ નાવની તો જે ઉપર ચડે તે બૂડે છે અને નીચે રહે તે તરે છે. (અર્થાત્ બ્રાહ્મણથી નમ્રતા રાખનાર તરે છે અને અનમ્રપણું રાખનાર નરકે જાય છે.

**अयममृतनिधानं नायकोऽप्यौषधीनाम् ॥**
**अमृतमयशरीरः कांतियुक्तोऽपि चंद्रः ॥**
**भवति विगतरश्मिर्मंडलं प्राप्य भानोः ।**
**परसदननिविष्टः कोलघुत्वं न याति ॥ १४ ॥**

આ અમૃતનો ભંડારરૂપ ચંદ્રમા, ઔષધિમાત્રનો અધિપતિ, અમૃતમય શરીરવાળો, અને કાંતિ યુક્ત છે; છતાં સૂર્યમંડલને પ્રાપ્ત થઈને પ્રકાશ રહિત થઇ જાય છે. (આ ઉપરથી દૃષ્ટાંત લેવાનું છે કે) પારકા ઘરમાં પ્રવેશ કરનાર કોણ હલકાઈ પામતો નથી? સર્વ કોઈ પામે છે.

**अलिरयं नलिनीदलमध्यगः कमलिनीमकरंदमदालसः ॥**
**विधिवशात्परदेशमुपागतः कुटजपुष्परसं बहु मन्यते॥१५॥**

આ ભ્રમર નિરંતર કમલિનીના પાત્રાંમાં રેહેનાર અને તેનાજ મકરંદનું પાન કરી મદથી બીજે ઠેકાણે જવાને આલસુ થયેલો, પરંતુ તેજ જ્યારે દૈવાધીન થઇ પરદેશ આવી ચડયો અર્થાત્ પરદેશમાં આવીને કુટજ (ઈંદ્રજવ) નાં પુષ્પના રસને પણ ઘણો સરસ માની પાન કરે છે તાત્પર્ય કે મનુષ્યે પ્રારબ્ધ પ્રાપ્ત વસ્તુથી દેશકાળને અનુસારે સંતોષમાં રેહેવું.

पीतः क्रुद्धेन तातश्चरणतलहतो वल्लभोयेन रोषात् ।
आबाल्याद्विप्रवर्यैः स्ववदनविवरे धार्यते वैरिणी मे ॥
गेहं मे छेदयंति प्रतिदिवसमुमाकांतपूजानिमित्तम् ।
तस्मात् खिन्ना सदाहं द्विजकुलनिलयं नाथ युक्तं त्यजामि ॥ १६ ॥

શ્રી વિષ્ણુએ લક્ષ્મીને પૂછ્યું કે હે લક્ષ્મી ! તમે બ્રાહ્મણના ઘરમાં વાસ કરતાં નથી તેનું કારણ શું ? ત્યારે લક્ષ્મી કહે છે કે હે નાથ ! મારા પિતા સમુદ્રને અગસ્ત્ય ઋષિ ક્રોધ કરી પીઇ ગયા હતા, અને ભૃગુઋષિએ ક્રોધ કરી તમને પાટુ મારી હતી, વળી મારી વૈરિણી સરસ્વતીને નાનપણથી બ્રાહ્મણો પોતાના મુખમાં રાખે છે, તથા દિન દિન પ્રતિ શિવ પૂજનસારૂ મારૂં રહેવાનું સ્થાન કમળ તેને બ્રાહ્મણો તોડી લેછે, આટલા અપરાધથી સર્વદા હું ખેદ પામીને બ્રાહ્મણોના ઘરનો ત્યાગ કરૂં છું. એટલે બ્રાહ્મણના ઘરમાં હું (લક્ષ્મી) વસતી નથી.

बंधनानि खलु संति बहूनि प्रेमरज्जुकृतबंधनमन्यत् ॥
दारुभेदनिपुणोऽपि षडंघ्रि र्निष्क्रियोभवति पंकजकोशे ॥ १७ ॥

આ સંસારમાં પ્રાણીને બંધન કર્તા ઘણા પદાર્થો છે, પરંતુ પ્રેમરૂપ દોરડીનું બંધન સર્વે કરતાં જૂદા પ્રકારનું છે, (કારણ કે બીજાં બંધનોથી છૂટી શકાય છે પણ પ્રેમ બંધનથી છૂટાતું નથી.) "દૃષ્ટાંત" ભમરો લાંકડાંને કોતરીને તેમાંથી નીકળી જવાને સમર્થ છે, પણ તેજ ભમરો કમળના કોશને કોતરીને (પ્રેમબંધનનેલીધે) બાહાર નીકળવા સમર્થ થતો નથી.

**छिन्नोपि चंदनतरुर्न जहाति गंधं, वृद्धोऽपि वारणपतिर्न जहाति लीलाम् ॥ यंत्रार्पितोमधुरतां न जहाति चेक्षुः क्षीणोऽपि न त्यजति शीलगुणान्कुलीनः ॥ १८ ॥**

જેમ ચંદનના વૃક્ષને છેદિએ તોપણ પોતાની સુગંધ છોડતું નથી, હાથી વૃદ્ધ થાય તોપણ પોતાની ચાલના વિલાસને છોડતો નથી, અને શેરડીને યંત્રમાં નાંખીને પીલીએ તોપણ પોતાની મધુરતા છોડતી નથી, તેમ કુળવાન પુરૂષ (દુર્દૈવથી) કદાચ દરિદ્રતા પામે, તોપણ પોતાનાં શીળ અને ગુણોનો ત્યાગ કરતો નથી.

**उर्व्यां कोऽपि महीधरोलघुतरोदोर्भ्यां धृतोलीलया ।**
**तेन त्वं दिवि भूतले च सततं गोवर्द्धनोगीयसे ॥**
**त्वां त्रैलोक्यधरं वहामि कुचयोरग्रे न त द्गण्यते ।**
**किंवा केशव भाषणेन बहुना पुण्यैर्यशोलभ्यते ॥ १९ ॥**

શ્રીકૃષ્ણને રાધાજી કહેછેકે—હે ભગવન્! પૃથ્વીમાં રહેલાં કોઈક નાનામાં નાના પર્વતને રમત કરતાં તમે હાથમાં ધારણ કર્યો, તે કારણથી આ પૃથ્વી તથા સ્વર્ગમાં તમે ગોવર્દ્ધન ધારી કેહેવાઓ છો; પણ ત્રણ લોકને ધરનાર તમે તેને હું મારા કુચાગ્ર ભાગ ઉપર ધારણ કરૂં છું, છતાં મારી ગણના કોઇ કરતું નથી, માટે હે કેશવ! ઘણું બોલવાથી શું ? પુણ્યથીજ યશ મળે છે પણ પરાક્રમથી નહીં.

**इति वृद्धचाणाक्यनीतिदर्पणे पंचदशोऽध्यायः ॥ १५ ॥**

---

**न ध्यातं पदमीश्वरस्य विधिवत् संसारविच्छित्तये ।**
**स्वर्गद्वारकपाटपाटनपटुर्धर्मोऽपि नोपार्जितः ॥**
**नारीपीनपयोधरोरुयुगलंस्वप्नेपि नालिंगितं ।**
**मातुः केवलमेव यौवनवनच्छेदे कुठारावयम् ॥ १ ॥**

સંસારના નાશને વાસ્તે (જન્મ મરણથી છુટી મોક્ષ મેળવવાસારૂ) વિધિ પ્રમાણે પરમેશ્વરના પદનું ધ્યાન ન કર્યું, તેમજ સ્વર્ગનાં બારણાં ખુલ્લાં કરે તેવો યથાર્થ ધર્મ પણ સંપાદન ન કર્યો, અને સ્રીનાં પુષ્ટ સ્તન તથા જંઘાનું સ્વપ્નમાં પણ આલિંગન ન કર્યું અરે! અમે તો કેવળ માતાની યુવાવસ્થા રૂપ વન તેનું છેદન કરવાસારૂ કુંવાડા જેવા નિવડયા. અર્થાત્ જગતમાં જન્મ લેઇને ધર્મ, અર્થ, કામ, ને મોક્ષ, એ ચાર પુરૂષાર્થમાંથી અમે એક પણ ન મેળવ્યો. કેવલ માતાને ભાર રૂપજ થયા.

**जल्पंति सार्द्धमन्येन पश्यंत्यन्यंसविभ्रमाः ॥**
**हृदये चिंतयंत्यन्यं न स्त्रीणामेकतोरतिः ॥ २ ॥**

સ્રી એક પુરૂષ સાથે વાતો કરતી જાય છે, અને બીજાને વિલાસ યુક્ત જોતી જાય છે, તથા ત્રીજાનું મનમાં ચિંતવન કરે છે (એવો તેનો ચંચળ સ્વભાવ છે) માટે તેની એકજ ઉપર પ્રીતિ છે, એવું નિશ્ચય થતું નથી.

**यो मोहान्मन्यते मूढोरक्तेयं मयि कामिनी ॥**
**सतस्यावशगोभूत्वा नृत्येत् क्रीडाशकुंतवत् ॥ ३ ॥**

જે મૂઢ પુરૂષ મોહથી એમ માને છે કે આ સ્રી મારા ઉપર પૂર્ણ પ્રીતિ રાખે છે, તે તેમ ધારી તેને વશ થઇ નાચ્

કરવાવાળાં પક્ષીની પેઠે નાચે છે, અર્થાત્ સ્ત્રીની ઇચ્છા પ્રમાણે આચરણ કરે છે.

**कोऽर्थान् प्राप्य न गर्वितोविषयिणः कस्यापदोऽस्तंगताः।**
**स्त्रीभिः कस्य न खंडितं भुवि मनः कोनाम राज्ञः प्रियः॥**
**कः कालस्य न गोचरत्वमगमत् कोऽर्थी गतोगौरवम्।**
**कोवा दुर्जनदुर्गुणेषु पतितः क्षेमेण यातः पथि॥ ४॥**

ધન પામીને ગર્વવાન કોણ નથી થતો? (સર્વ કોઇ થાયછે) કયા વિષયી પુરૂષની વિપત્તિ નાશ પામી? (કોઇની નહીં) આ જગતમાં સ્ત્રીઓ કોના મનનું ખંડન કરતી નથી? (સર્વનામનનું કરે છે) રાજાને પ્રિય કોણ છે? (કોઇ નહીં) કાળને વશ કોણ થતું નથી? (સર્વ થાય છે) કયા યાચકે મોટાઇ મેળવી? (કોઇએ નહીં) અને દુર્જનના દુર્ગુણની જાળમાં ફસાઇ આ સંસારના માર્ગમાં કુશળપણે કોણ રહે છે? (કોઇ નહીં) અર્થાત્ આટલાં વાનાને પ્રાપ્ત થઈ કોઇ મહાત્મા પુરૂષ અથવા જેના ઉપર ઇશ્વર કૃપા કરે તેજ બચે છે.

**न निर्मिता केन न दृष्टपूर्वा न श्रूयते हेममयी कुरंगी॥**
**तथापि तृष्णा रघुनंदनस्य विनाशकाले विपरीत बुद्धिः॥ ५॥**

પૂર્વે કોઇએ સોનાની મૃગલી રચેલી ન હોતી, તેમ કોઇએ દીઠી પણ ન હોતી અને સાંભલવામાં પણ આવી ન હોતી, તેમ છતાં રામચંદ્રજીને તે મેલવવાની ઇચ્છા થઇ, (આથી એમ અનુમાન થાય છે કે) જ્યારે વિનાશ સમય આવનાર હોય ત્યારે મહાન્ પુરૂષની બુદ્ધિ પણ વિપરીત થાય છે.

गुणैरुत्तमतां याति नोच्चैरासनसंस्थितः ॥
प्रासादशिखरस्थोऽपि काकः किं गरुडायते ॥ ६ ॥

પ્રાણીમાત્ર ગુણથીજ ઉત્તમતા પામે છે, પણ ઉંચા આસન ઉપર બેસવાથી ઉત્તમતા મલતી નથી, મોટા મેહેલની ટોચ ઉપર ચડીને બેસવાથી શું કાગડો ગરૂડ પક્ષીની સમાનતા પામશે? (કદી નહીં.)

गुणाः सर्वत्र पूज्यंते न महत्योऽपि संपदः ॥
पूर्णेंदुः किं तथा वंद्यो निष्कलंको यथा कृशः ॥ ७ ॥

ગુણજ સર્વ સ્થળે પૂજાય છે, પણ મહાન્ સંપત્તિ હોય તે પૂજાતિ નથી. જેમ નિષ્કલંક પણ બીજનો ચંદ્રમા વંદન કરાય છે તેમ પૂનેમનો પૂર્ણચંદ્ર વંદન કરાતો નથી.

परप्रोक्तगुणोयस्तु निर्गुणोऽपि गुणी भवेत् ॥
इंद्रोऽपि लघुतां याति स्वयं प्रख्यापितैर्गुणैः ॥ ८ ॥

જેના ગુણનું કથન બીજા લોકો કરે છે, તે નિર્ગુણ હોય તોપણ ગુણવાન ગણાય છે, પરંતુ પોતાના ગુણ પોતાને મોઢે વખાણનાર કદાચ ઈંદ્ર હોય તોપણ હલકાઈ મેળવે છે.

विवेकिनमनुप्राप्ता गुणायांति मनोज्ञताम् ॥
सुतरां रत्नमाभाति चामीकरनियोजितम् ॥ ९ ॥

જોકે ગુણ સ્વભાવથીજ સુંદર છે, તોપણ વિવેકી જનોના સંબંધમાં આવી વિશેષ સુંદરતા પામે છે. જેમ રત્ન શોભાવાળું છે, તોપણ સોનામાં જડાઈને વધારે શોભા પામે છે.

गुणैः सर्वज्ञतुल्योऽपि सीदत्येकोनिराश्रयः ॥
अनर्घ्यमपि माणिक्यं हेमाश्रयमपेक्षते ॥ १० ॥

ઇશ્વરના સરખા ગુણવાન્ પુરૂષ હોય પરંતુ આશ્રય રહિત એકલો દુઃખ પામે છે, જેમ અમૂલ્ય રત્ન હોય, તોપણ સોનામાં જોડાય તોજ સારૂં લાગે છે. માટે સોનાની તેને અપેક્ષા રહે છે. તેમ ગુણવાન પુરૂષને આશ્રયની અપેક્ષા છે.

अतिक्लेशेन येऽप्यर्था धर्मस्यातिक्रमेण तु ॥
शत्रूणां प्रणिपातेन ते अर्था मा भवंतु मे ॥ ११ ॥

અત્યંત કલેશ વેઠવાથી જે ધન મળતું હોય, ધર્મ મર્યાદાનું ઉલ્લંઘન કરવાથી જે ધન પ્રાપ્ત થતું હોય, અને શત્રુઓને નમન કરવાથી જે પ્રાપ્ત થતું હોય, (એવું ધન મને જોઇતું નથી.) અર્થાત્ તેવું ધન મને ન પ્રાપ્ત થાઓ.

किं तया क्रियते लक्ष्म्या या वधूरीव केवला ॥
या तु वेश्येव सामान्या पथिकैरपि भुज्यते ॥ १२ ॥

જે લક્ષ્મી પોતાની સ્ત્રીની પેઠે એકનાજ ઉપયોગમાં આવે તેણે કરીને શું ફળ છે? પરંતુ લક્ષ્મી તો એવી જોઈએ કે વેશ્યાની પેઠે સર્વને ઉપયોગમાં આવે. અને પ્રવાસી લોકો પણ જેનો ઉપયોગ કરી શકે.

धनेषु जीवितव्येषु स्त्रीषु चाहारकर्मसु ॥
अतृप्ताः प्राणिनः सर्वे यातायास्यंति यांति च ॥ १३ ॥

ધનમાં, આયુષ્યમાં, સ્ત્રીમાં, અને આહાર કરવામાં, કોઇ દિવસ કોઈપણ પ્રાણીઓ તૃપ્તી પામી ગયાં નથી, પામતાં

નથી, અને પામશે પણ નહીં. અર્થાત્ એ વિષયોની તૃષ્ણા પ્રાણી માત્રને નિરંતર રહ્યા કરે છે. માટે ખરૂં જ્ઞાન તો એજ છે કે તે પદાર્થોની તૃષ્ણા છોડી ઈશ્વર ભજનમાં મનોવૃત્તિ લગાડવી.

**क्षीयंते सर्वदानानि यज्ञहोमबलिक्रिया ॥**
**न क्षीयते पात्रदानमभयं सर्वदेहिनाम् ॥ १४ ॥**

યજ્ઞ, હોમ, બળિદાન અને તેની ક્રિયાઓનો અને સર્વ દાનનો નાશ થાય છે. પરંતુ પાત્રને આપેલું દાન, અને સર્વ પ્રાણીને આપેલું અભયપણું ક્યારે પણ નાશ પામતાં નથી.

**तृणं लघु तृणात्तूलं तूलादपि च याचकः ॥**
**वायुना किंन्न नीतोऽसौ मामयं याचयिष्यति ॥ १५ ॥**

સર્વ કરતાં તૃણ હલકું છે, તે કરતાં કપાસ હલકો છે, અને કપાસ કરતાં પણ યાચક હલકો છે (આ ઉપરથી કોઇ શંકા કરે કે યાચક આટલો બધો હલકો છે) ત્યારે વાયુ તેને કેમ ઉડાડી શકતો નથી? તેનું સમાધાન કે:- વાયુ પોતે એમ મનમાં સમજે છે કે યાચક મારી પાસે પણ કંઈ માગશે. એવું ધારી તેને એ ઉડાડતો નથી.

**वरं प्राणपरित्यागोमानभंगेन जीवनात् ॥**
**प्राणत्यागे क्षणं दुःखं मानभंगे दिने दिने ॥ १६ ॥**

માન ભંગ થઇને જીવવા કરતાં પ્રાણનો પરિત્યાગ કરવો શ્રેષ્ઠ છે, કારણ કે પ્રાણનો ત્યાગ કરતી વખત માત્ર ક્ષણવારજ

દુઃખ થાય છે. પરંતુ માન ભંગ થવાથી તો નિરંતર જીવતાં લગી દુઃખ થાય છે.

प्रियवाक्यप्रदानेन सर्वे तुष्यन्ति जंतवः ॥
तस्मात्तदेव वक्तव्यं वचने किं दरिद्रता ॥ १७ ॥

મધુર વચન કેહેવાથી સર્વ જીવ સંતુષ્ટ થાય છે, માટે સર્વ મનુષ્યોએ મધુર વચન બોલવાની ટેવ રાખવી, પણ વચન બોલવામાં દરિદ્રતા ન રાખવી. મતલબ કે સર્વનું અંતઃકરણ ખુશી થાય તેવું બોલવું.

संसारकटुवृक्षस्य द्वे फले अमृतोपमे ॥
सुभाषितं च सुस्वादु संगतिः सुजने जने ॥ १८ ॥

આ સંસાર કડવાં વૃક્ષ સરખો છે પરંતુ તેનાં બે ફળો અમૃત સમાન છે, એક તો સારૂં રસ યુક્ત મધુર ભાષણ, અને બીજું સત્પુરૂષોની સંગતિ.

जन्म जन्म यदभ्यस्तं दानमध्ययनं तपः ॥
तेनैवाभ्यासयोगेन देही चाभ्यस्यते पुनः ॥ १९ ॥

જન્મ જન્મ પ્રતિ જે દાન, અધ્યયન, અને તપનો અભ્યાસ કરેલો છે, તેજ અભ્યાસના સંયોગથી બીજા જન્મોમાં પણ ફરી ફરીને અભ્યાસ કરવામાં જીવને રૂચિ જોડાય છે. અર્થાત્ પૂર્વ જન્મના સંસ્કારો ઉત્તરોતર જન્મમાં પ્રેરક થાયછે.

पुस्तकेषु च या विद्या परहस्तेषु यद्धनम् ॥
उत्पन्नेषु च कार्येषु न सा विद्या न तद्धनम् ॥ २० ॥

પોતાને મોઢે ન રાખતાં ભણીને પુસ્તકમાંજ રાખેલી વિદ્યા, પોતાના સ્વાધીનમાં ન રાખતાં બીજા મનુષ્યના હા-

થમાં સોંપેલુ ધન, એ બે વાંનાં સમય પડે ઉપયોગમાં આવતાં નથી, માટે એવી વિદ્યા અને એવું ધન હોય તોપણ ન હોય તેવાં ગણવાં.

इतिवृद्धचाणाक्यनीतिदर्पणे षोडशोऽध्यायः ॥ १६ ॥

---

पुस्तकप्रत्ययाधीतं नाधीतं गुरुसन्निधौ ॥
सभामध्ये न शोभंते जारगर्भाइव स्त्रियः ॥ १ ॥

જે પુરૂષ શાસ્ત્રની રીતિ પ્રમાણે ગુરૂપાસે વિદ્યા ભણ્યો નથી, પરંતુ પુસ્તકોમાંથી જોઇ જોઇ પોતાની મેળે શીખેલો છે તે પુરૂષ વ્યભિચારીપુરૂષના સંગથી રહેલા ગર્ભવાળી સ્ત્રીની પેઠે, સભામાં શોભા પામતો નથી. અર્થાત્ તેને વિદ્યાનું યથાર્થ તાત્પર્ય જાણવામાં આવતું નથી તેથી હાસ્યાસ્પદ થાય છે.

कृते प्रतिकृतिं कुर्या द्धिंसने प्रतिहिंसनम् ॥
तत्र दोषो न पतति दुष्टे दुष्टं समाचरेत् ॥ २ ॥

જો કોઇ પુરૂષ આપણા ઉપર ઉપકાર કરે તો આપણે પણ ઉપકાર કરવો, જો આપણને કોઇ મારે તો આપણે સામો તેને મારવો, તેમાં પાપ નથી, કેમકે આપણી સાથે દુષ્ટતાથી વર્તે તેની સાતે આપણે પણ દુષ્ટતાથી વર્તવું એવો ન્યાય છે.

यद्दूरं यद्दुराराध्यं यच्च दूरे व्यवस्थितम् ॥
तत्सर्वं तपसा साध्यं तपोहि दुरतिक्रमम् ॥ ३ ॥

જે વસ્તુ ઘણી દૂર હોય, જે વસ્તુ મહા મેહેનતે મળતી હોય, જે વસ્તુ ઘણે છેટે હોય તે પણ સર્વ તપ ઉદ્યોગથી મે-

ળવી શકાય છે. માટે તપ (ઉદ્યોગ)એ દુરતિક્રમ છે. અર્થાત્ ઉદ્યોગ સર્વથી શ્રેષ્ટ છે.

**लोभश्चेदगुणेन किं पिशुनता यद्यस्ति किं पातकैः ॥**
**सत्यंचेत्तपसा च किं शुचिमनोयद्यस्ति तीर्थेन किं ॥**
**सौजन्यं यदि किं गुणैः सुमहिमा यद्यस्ति किं मंडनैः ।**
**सद्विद्या यदि किं धनैरपयशोयद्यस्ति किं मृत्युना ॥ ४ ॥**

પુરૂષમાં લોભ રૂપી અવગુણ હોય તો બીજા અવગુણ શી ગણતીમાં છે? અર્થાત્ લોભજ સર્વ કરતાં મોટો અવગુણ છે. ચાડીઆપણું જો હોય તો બીજાં પાપ શી ગણતીમાં છે? અર્થાત્ તેના જેવું મોટું પાપ કોઈ નથી. સત્યતા જો હોય તો બીજાં તપથી શું ફળ છે? અર્થાત્ સર્વ કરતાં શ્રેષ્ટ સત્યતા છે. નિર્મળ મન જો હોય તો બીજાં તીર્થથી શું ફળ છે? અર્થાત્ સર્વ તીર્થ કરતાં શુદ્ધ મનનું ફળ વધારે છે. સુજનતા જો હોય તો બીજા ગુણોનો શો ખપ છે? અર્થાત્ સર્વ કરતાં શ્રેષ્ટ ગુણ સુજનતા છે. લોકોમાં સત્કીર્તિ છે તો વસ્ત્રાભરણથી શું ફળ છે અર્થાત્ વસ્ત્રાભરણથી સત્કીર્તિ શ્રેષ્ટ છે. સારી વિદ્યા છે તો ધનનું શું પ્રયોજન? સદ્‌વિદ્યા એજ શ્રેષ્ટ ધન છે. અને લોકમાં અપકીર્તિ છે તો મૃત્યુનું શું પ્રયોજન; અર્થાત્ મૃત્યુ કરતાં અપકીર્તિ વધારે દુઃખદાઇ છે.

**पितारत्नाकरोयस्य लक्ष्मीर्यस्य सहोदरी ॥**
**शंखोभिक्षाटनं कुर्यान्नादत्तमुपतिष्ठते ॥ ५ ॥**

જેનો પિતા રત્નાકર એટલે જેમાંથી ઘણાં રત્નો પેદા થાય છે તેવો સમુદ્ર છે, અને લક્ષ્મી તો જેની બેન છે, તેમ છતાં શંખ

ભિક્ષા સારૂ ભટકતો ફરે છે, માટે પૂર્વે દીધા વિના કંઇ પણ ફળ પ્રાપ્ત થતું નથી, એમ નિશ્ચય જાણવું.

**अशक्तस्तु भवेत्साधुर्ब्रह्मचारी च निर्द्धनः ॥**
**व्याधिष्टोदेवभक्तश्च वृद्धा नारी पतिव्रता ॥ ६ ॥**

ઘણા ખરાં મનુષ્યો કામ કરવાને અશક્ત થાય ત્યારે સાધુ થાય છે. નિર્ધન થઇ જાય ત્યારે બ્રહ્મચર્ય વ્રત ધારણ કરે છે, અને રોગથી ઘણા પીડિત થાય ત્યારે દેવતાના ભક્ત થાય છે, તથા સ્ત્રી જ્યારે વૃદ્ધાવસ્થાવાળી અશક્ત થાય ત્યારે પતિવ્રત ધારણ કરે છે. અર્થાત્ એ કંઇ ખરેખરૂં સાધુપણું, બ્રહ્મચર્ય દેવભક્તિ અને પતિવ્રત કેહેવાતાં નથી.

**नान्नोदकसमं दानं न तिथिर्द्वादशीसमा ॥**
**न गायत्र्याः परोमंत्रो नमातुर्दैवतं परम् ॥ ७ ॥**

અન્ન તથા જળ બીજાને આપવું તેના સરખું કોઇ દાન નથી, બારશ જેવી કોઇ તિથિ નથી અર્થાત્ બારશ દાન દેવાને શ્રેષ્ટ તિથિ છે, ગાયત્રી મંત્ર સમાન બીજો કોઇ ઉત્તમ મંત્ર નથી, અને મા સમાન પરમ દેવતા કોઇ નથી.

**तक्षकस्य विषं दंते मक्षिकायाः विषं शिरे ॥**
**वृश्चकस्य विषं पुच्छे सर्वांगे दुर्जनोविषम् ॥ ८ ॥**

સર્પના દાંતમાંજ વિષ રહે છે, માખીઓના માથામાં વિષ રહે છે, વીંછીના પૂંછાડામાં વિષ રહે છે. અને દુર્જન તો સર્વ અંગમાં વિષયુક્ત છે. અર્થાત્ સર્વ પ્રાણી કરતાં દુર્જનમાં વિષ અધિક છે. માટે તેનો સ્પર્શ પણ ન કરવો.

**पत्युराज्ञां विना नारी उपोष्य व्रतचारिणी ॥**
**आयुष्यं हरते भर्त्तुः सा नारी नरकं व्रजेत् ॥ ९ ॥**

પોતાના પતિની આજ્ઞા વિના જે સ્ત્રી ઉપવાસ વ્રત વગેરે કરેછે,તે પોતાના પતિના આયુષ્યનું હરણ કરે છે, અને પોતે નરકમાં જાય છે. માટે સ્ત્રીએ જે કંઇ પણ સત્કર્મો કરવાં તે પતિની આજ્ઞા લેઇ કરવાં.

**न दानैः शुध्यते नारी नोपवासशतैरपि ॥**
**न तीर्थसेवया तद्वद्भर्तुः पादोदकैर्यथा ॥ १० ॥**

પોતાના પતિના ચરણના જળરૂપ તીર્થનું સેવન કરવાથી સ્ત્રી જેવી પવિત્ર થાય છે, તેવી ઘણાં દાન દીધાથી, હજારો ઉપવાસ કર્યાથી કે તીર્થનું સેવન કર્યાથી પવિત્ર થતી નથી. માટે સ્ત્રીએ નિરંતર પતિનુંજ સેવન કરવું.

**पादशेषं पीतशेषं संध्याशेषं तथैवच ॥**
**श्वानमूत्रसमं तोयं पीत्वा चांद्रायणं चरेत् ॥ ११ ॥**

પગ ધોતાં બાકી વધેલું પાણી, પીધા પછી બાકી વધેલું પાણી અને સંધ્યા કર્યા પછી બાકી વધેલું પાણી કૂતરાંના મૂત્ર સમાન જાણવું અને એ પીવાથી ચાંદ્રાયણ વ્રત કરતાં શુદ્ધ થવાય છે. માટે તે ન પીવું.

**दानेन पाणिर्नतु कंकणेन स्नानेन शुद्धिर्नतु चंदनेन ॥**
**मानेन तृप्तिर्नतु भोजनेन ज्ञानेन मुक्तिर्नतु मंडनेन ॥ १२ ॥**

**દાન દેવાથી જેવી હાથને શોભા મળે છે, તેવી કડાં પેહેરવાથી મળતી નથી, નાહાવાથી જેવી શરીરને શુદ્ધિ મળે છે, તેવી ચંદન ચોપડવાથી મળતી નથી, માન પામવાથી જેવી**

મનને તૃપ્તિ મળે છે, તેવી ભોજન કરવાથી મળતી નથી અને જ્ઞાનથી મુક્તિ મળે છે પણ ખોટા આડંબર રાખી વસ્ત્રાભરણ ધારણ કરવાથી મળતી નથી.

**नापितस्य गृहे क्षौरं पाषाणे गंधलेपनम् ॥**
**आत्मरूपं जले पश्यन् शक्रस्यापि श्रियं हरेत् ॥ १३ ॥**

વાળંદને ઘેર જઇ ક્ષૌર કરાવવું, ઓરશીયા ઉપરથી ચંદન ઉતાર્યા વિના કરવું, અને પોતાનું પ્રતિ બિંબ જળમાં જોવું એટલાં વાનાં ઈંદ્રની પણ લક્ષ્મીને હરે છે. માટે પુરૂષે એ આચરણો ન કરવાં.

**सद्यः शक्तिहरा तुंडि सद्यः प्रज्ञा करी वचा ॥**
**सद्यः शक्तिहरा नारी सद्यः शक्तिकरं पयः ॥ १४ ॥**

તુંડી એક જાતની (ઔષધિ) ખાવાથી તત્કાળ શક્તિ હરી લે છે, વચા (અકલકરો) ખાવાથી તત્કાળ બુદ્ધિમાં વૃદ્ધિ થાયછે, સ્ત્રી, સમાગમ કરવાથી તત્કાળ શક્તિ હરી લે છે. અને દૂધનું ભક્ષણ કરવાથી તરત બળમાં વધારો થાય છે.

**परोपकरणं येषां जागर्त्ति हृदये सताम् ॥**
**नश्यांति विपदस्तेषां संपदःस्युः पदे पदे ॥ १५ ॥**

જે સત્પુરૂષોના હૃદયમાં પરોપકાર કરવાની ઉત્કંઠા નિરંતર જાગૃત છે, તેની વિપત્તિ સઘળી નાશ પામે છે, અને પગલે પગલે તેને સંપત્તિ પ્રાપ્ત થાય છે.

**यदि रामा यदि च रमा यदि तनयोविनयगुणोपेतः ॥**
**तनये तनयोत्पत्तिः सुरवरनगरे किमाधिक्यम् ॥ १६ ॥**

જો સદ્ગુણી સ્ત્રી હોય, જો ઇચ્છા પ્રમાણે લક્ષ્મી મળી હોય, જો પુત્ર વિનય અને ગુણોથી યુક્ત હોય, અને પુત્રને

ઘેર પણ પુત્રનીઉત્પત્તિ થાય, તો આ લોક કરતાં સ્વર્ગ લોકમાં શું વધારે અધિકતા છે? અર્થાત્ આ લોકજ તેને સ્વર્ગ છે.

**आहारनिद्राभयमैथुनानि समानि चैतानि नृणां पशूनाम् ॥ ज्ञानं नराणामधिकोविशेषो ज्ञानेन हीना पशुभिः समानाः ॥ १७ ॥**

ખાવું ઉંઘવું, ભય, અને વિષય સુખ, એટલાં વાનાં મનુષ્ય અને બીજાં પ્રાણીમાં સમાન છે, માત્ર મનુષ્યમાં જ્ઞાન ગુણ અધિક છે, જો મનુષ્યમાં જ્ઞાન ગુણ ન હોય તો પશુ અને મનુષ્ય એ સમાન થઇ જાય છે. અર્થાત્ જ્ઞાન રહિત મનુષ્ય પશુ સમાન છે.

**दानार्थिनोमधुकरायदि कर्णतालैः, दूरीकृताः करिवरेण मदांधबुद्ध्या ॥ तस्यैव गंडयुगमंडनहानिरेषा भृंगाः पुनर्विकचपद्मवने वसंति ॥ १८ ॥**

હાથીના ગંડ સ્થળમાં રહેલાં મદરસની સુગંધ લેવાને આવનાર ભ્રમરોને હાથી મદાંધ બુદ્ધિથી પોતાના કાન ફફડાવી કદાચ દૂર કરી મૂકે તેથી ભ્રમરને કંઇ હાની નથી, પરંતુ ઉલટી પોતાના ગંડસ્થળની શોભા ઘટે છે, ભ્રમર તો વળી પ્રફુલ્લીત થયેલાં કમળના વનમાં જઈને વસેછે. તાત્પર્ય કે કોઈ ધનવાન્ પુરૂષપાસે કોઇ ગરીબ માણસ માગવા આવે તેને તે ન આપે તો તેથી ગરીબને કંઈ હાની નથી. પણ ધનવાનની શોભા ઘટે છે. કારણ કે ગરીબ તો વળી બીજેથી પણ મેળવશે.

**राजा वेश्या यमश्चाग्निस्तकरोबालयाचकौ ॥**
**परदुःखं न जानंति अष्टमोग्रामकंटकः ॥ १९ ॥**

રાજા, વેશ્યા, અગ્નિ, ચોર, બાળક, અને આઠમો ગ્રામ

કંટક એટલે ગામમાં રહી લોકોને દુઃખ દેનાર, એટલાં જણ પારકાં દુઃખનો વિચાર કરતાં નથી.

**अधः पश्यसि किं बाले पतितं तव किं भुवि ॥**
**रेरेमूर्ख न जानासि गतं तारुण्यमौक्तिकम् ॥ २० ॥**

કોઇ મનુષ્યે એક સ્રીને પૂછ્યું કે હે બાળા! નીચે પૃથ્વી ઉપર તું શું જુવે છે, તારૂં કંઇ પૃથ્વી ઉપર પડી ગયું છે? ત્યારે સ્રી બોલી અરે મૂર્ખ! તું જાણતો નથી કે મારી યુવાવસ્થારૂપ મોતી ખોવાઇ ગયું છે!

**व्यालाश्रयापि विफलापि सकंटकापि वक्रापि पंकिलभवापि दुरासदापि ॥ गंधेन बंधुरासि केतकि सर्वजन्तोः एकोगुणः खलु निहंति समस्तदोषान् ॥ २१ ॥**

એક કવિ કેતકિને કહે છે કે હે કેતકિ! જો કે તું સર્પને આશ્રય આપનાર છો, ફળ રહિત છો, કાંટાવાળી છો, કાદવમાં ઉગવાવાળી છો, દુઃખથી મેળવા યોગ્ય છો, તોપણ તારામાં એક અસાધારણ ગંધ ગુણ રહેલો છે તેથી તું સર્વને પ્રિય લાગે છે. આ ઉપરથી જણાય છે કે એક પણ સારો ગુણ વસ્તુમાં હોય તો સર્વ દોષોને હણે છે.

**इतिश्री वृद्धचाणाक्यनीतिदर्पणे सप्तदशोध्यायः ॥ १७ ॥**
**समाप्तोयं वृद्धचाणक्यनीतिदर्पणोग्रंथः ॥**

**समाप्त.**

## અગાઉથી આશ્રય આપનાર ઉદાર સદ્ગૃહસ્થોનાં નામોની યાદી.



| નકલ | નામો | ગામ |
| --- | --- | --- |
| ૧૦૦ | નામદાર મહારાજાધિરાજ મિરઝાં મહારાઓ શ્રી ખેંગારજી સવાઇ બાહાદૂર જી૦ સી૦ આઇ૦ ઈ૦ સંસ્થાન | કચ્છભૂજ |
| ૫૦ | મે૦ રા૦ રા૦ છોટાલાલભાઈ સેવકરામ મહારાવશ્રીના ખાનગી સેક્રેટરી સાહેબ | ભુજ |
| ૫૦ | મે૦ શેઠ ભીમજીભાઈ જયરામ શિવજી | મુંદરાબંદર |
| ૫૦ | મે૦ શેઠ જીવણદાસ ઈભજી શિવજી | એજન |
| ૨૫ | મે૦ શેઠ કેશવજી દામોદર જયરામ | એજન |
| ૧૦ | મે૦ ગોસાઈશ્રી રિદ્ધગિરિજી પ્રાણગિરિજી | માંડવી બંદર |
| ૧૭ | વેદમૂર્તિ શાસ્ત્રીજી લક્ષ્મીશંકર જયશંકર મારફત | |
| ૧૦ | ઉપાધ્યાય જેરાજ મેરૂજી | ભુજનગર |
| ૧ | શાસ્ત્રિજી લક્ષ્મીશંકર જયશંકર | એજન |
| ૨ | જોગી લાલનાથજી સેવાનાથજી | એજન |
| ૧ | રાજગોર બાવા કલ્યાણજી | એજન |
| ૧ | રાજગોર કુંવરજી નાગજી | એજન |
| ૧ | ગોરવાલજી હરિરામ | એજન |
| ૧ | જમાદાર કાસમ ચકોરાણી | એજન |
| ૦ા૦ | હંસરાજ લક્ષ્મીદાસ | મુંદરાબંદર |

૧૧ **ગુરૂજી મોતીચંદજી કુશળચંદજી મારફત**
૫ પુજ્ય મોતીચંદજી કુશળચંદજી ............
૨ ભોજક દેવજી કુંવરજી ........................ મુંદરાબંદર
૨ ગુરજી કલ્યાણજી, ........................ કપાયાના
૧ માંઉ ધારશી હિરાચંદ, ... ........................ રામપુર
૧ શા. પુંજા લખધીર ........................ કપાયાના
૮ મે૦ રા. મેતાઉદેશંકર રઘુનાથજી મારફત......... મુંબઇ બંદર
૪ રા. મેતા ઉદેશંકર રઘુનાથજી ...............
૨ પાઠક લજ્જાશંકર મદનજી, ...............
૧ જોશી વાલજી માધવજી......................
૧ રા. જટાશંકર ભાણજી ........................ એજન
૨ રા. મેતા અમૃતલાલ જટાશંકર........................ મુંબઇ બંદર
૪ વ્યાસ માવજી દયારામ મારફત .................. મુંદરા બંદર
૧ વ્યાસ માવજી દયારામ ......................
૧ ભટ મોરારજી રઘુનાથ........................ માંડવીબંદર
૧ વ્યાસ કલ્યાણજી રણછોડજી......................
૧ જાની લક્ષ્મીદાસ પરભુજી .................. મુદરાબંદર
૪ રા. દવેપરમાનંદજી જેઠા મારફત
૧ બાઇશ્રીસાહેબબા ........................ ગાળાગામનાં
૧ દવે હરિકૃષ્ણ ઇશ્વર ................................ભુજ
૧ રા. ગવરીશંકર દેવશંકર .................... મોથાળા
૧ દવેપરમાનંદ જેઠા .............................. દીયોરના
૧ રા. ડાકટર નારણદાસ મોતીરામ ............... ભાવનગરબંદર
૧ મેતા ત્રીકમદાસ સુંદરજી........................ મુંદરાબંદર
૧ જાની રેવાશંકર વેલજી ........................ મુંબઇબંદર
૧ ઠકર રણછોડદાસ મુરારજી ............................મુંબઇ
૧ ઠકર રતનશી ચત્રભુજ .................................મુંબ

# जाहेर खबर.

આ પુસ્તક નીચે લખેલે ઠેકાણે રોકડી કિમતે મળશે. શાવરના ગ્રાહકોએ કિમત રૂ૦ અર્ધા સિવાએ અર્ધો આનો ાલ ખર્ચનો વધારે મોકલવો.

**ચ્છ મુદ્રા**માં—કર્તા ભટ ધનજી રતનેશ્વર, તાલુકા સ્કૂલના માસ્તર મેઘજી જુઠા અને સંસ્કૃત શા-ળાના શાસ્ત્રી હરિવલ્લભ ગોવિંદજી પાસેથી.

**ચ્છ માંડવી**માં—સુંદરવરના મંદિરમાં મહારાજ માવજી તથા વિદ્યા સંગ્રહ લાઈબ્રેરીના સેક્રેટરી દવે જીવરામ હરીશંકર અને સંસ્કૃત શાળાના શાસ્ત્રીજી પાસેથી

**ચ્છ ભુજ**માં—સંસ્કૃત પાઠશાળાના શાસ્ત્રીજી લક્ષ્મીશંકર જયશંકર તથા ભુજના આસીસ્ટંટ વહિવટદાર રા. રા. રાજારામ રામકૃષ્ણ પાસેથી.

**બઈ**માં—કાલકાદેવીને રસ્તે રામવાડી પાસે પંડિત જેષ્ઠારામ મુકુંદજીની પુસ્તકની દુકાનેથી.

**મદાવાદ**માં—ગુજરાત વર્નાક્યુલર સોસાઈટીમાંથી.

**વ નગર**માં—તાલુકા સ્કુલના માસ્તર રા. રા. જાદવજી-ભાઈ માવજી પાસેથી તથા બુકસેલરો પાસેથી. જે સદ્‌ગ્રહસ્થોને સામટી પ્રતો રાખવાની ઇચ્છા હશે તેને સારૂં કમીશન આપવામાં આવશે એ વિષે કર્તાને કાગળ લખી ખુલાસો મેલવવો.

**ભટ ધનજી રત્નેશ્વર.**

ભાષાંતર કર્તા.